ॐ तत्सत्

# श्रीहरि हरैक्य तत्वदर्शक महिम्नस्तोत्र.

સાંપ્રત કાળમાં અનેક વ્યવહારિક ધાર્મિકતથા નવલકથાનાં પુસ્તકો પ્રગટ થાય છે. તેમાં ધાર્મિક વિષયોના પુસ્તકોમાં ઘણાં ખરાં એક દેશી એટલે એક માર્ગ કે પંથનો ઉપદેશ કરનાર હોય છે. તેવાં પુસ્તકોનું મનન કરવાથી મન આગ્રહિ અને મતાનુયાયિ થાય છે તેથી બુદ્ધિ કુંઠિત થવા સંભવ રહે છે.

બુદ્ધિના ક્ષેત્રને વિશાલ બનાવી સર્વ તત્વનો સાર બતાવનાર પુસ્તકો વિશેષ આદર કરવા યોગ્ય ગણાય છે તેવાં પુસ્તકોમાંનું આ એક મહિમ્નસ્તોત્ર છે.

તેની ખાસ ખુબી એ છે કે એમાં અનેક મત્તોનું દિગ્દર્શન કર્યું છે, અને તે બધાનું રહસ્ય ઇશ્વરનું અસ્તિત્વ પ્રતિપાદન કર્યું છે. તથા તત્પદ પ્રાપ્ત કરવાને વેદ અને પુરાણોના આધારે કર્મ, ઉપાસના, જ્ઞાન, ભકિત, ન્યાય, વ્યવહાર અને અનેક ઉત્તમ ગુણો પ્રાપ્ત કરવાનો બોધ મળે છે.

મહિમ્નસ્તોત્રમાં આવા બહુ ઉપયોગી વિષયોનું જ્ઞાન સમાયેલું છે, તેથીજ તે સર્વસ્તોત્રોમાં એક ઉત્તમ ગણાય છે, અને સંકટ સમયમાં સહાય માટે ઇશ્વર પ્રાર્થનાનુ સાધન તરીકે વપરાય છે. આવા ઉપયોગી સ્તોત્રનું રહસ્ય, અર્થ જાણ્યા વિના તેનો પાઠ માત્ર કરી જવામાં આવે તેથી ઇચ્છીત ફલ પ્રાપ્ત થતું નથી. આપણે શું બોલીએ છીએ, શું પ્રાર્થના કરીએ છીએ, તે સમજવામાં આવે તો તેથી એક અપૂર્વ આનંદ થાય છે. અને ત્યારેજ પ્રાર્થના કરવાથી જેની પ્રાર્થના કરવામાં આવે છે તેની સાથે તલ્લીનતા થાય છે.

આવી સ્તુતિ થાય તેજ સ્તુતિ પ્રાર્થનાનું સાફલ્ય છે. તેથી દરેક અનીષ્ટ નિવારણ પામે છે. અને ઇચ્છિત ફલ પ્રાપ્ત થાય છે. આ હેતુને ઉદ્દેશી આવા ઊત્તમ સ્તોત્રનું રહસ્ય ગુર્જર પ્રજાને સમજાય તે માટે યથામતિ યત્ન કર્યો છે.

આ સ્તોત્રમાંના દરેક શ્લોકનાં છુટાં પદો તથા દરેક અન્વીત પદોનોઅર્થ તથા વિસ્તાર સાથેનો ભાવાર્થ એમ શિવ અને વિષ્ણુ બન્નેને ઉદ્દેશીનેજ આ સ્તોત્ર સ્પષ્ટ રીતે સમજાવવામાં આવ્યું છે. તથા કઠીણ શબ્દોના સમાસ વ્યત્પત્તિ પણ લખ્યાં છે, અને ભાવાર્થના વિશેષ સ્પષ્ટીકરણ માટે શ્રુતિ, સ્મૃતિ, ન્યાય, યુકિત અનુમાન અને પ્રમાણો આપ્યાં છે. તો આશા છે કે આ લઘુ પણ ઉપયોગી પુસ્તકને સર્વ ધર્માવલંબી સજ્જન આદર કરશે.

આ પુસ્તક થોડા વખતમાં બહાર પડશે તેની કીંમત માત્ર      આના રાખવામાં આવી છે. ગ્રાહકો પુરતી નકલો કાઢવા વિચાર રાખ્યો છે. માટે ગ્રાહક થવા ઇચ્છિનાર ગૃહસ્થોએ નીચેનું કોષ્ટક ભરી મોકલવા કૃપા કરવી.

| નકલ. | નામ. | ગામ. ઠે. | સહી. |
|---|---|---|---|
| | | | |

ॐ

# वन्दन पत्रिका.

શ્રીમત્ "ખેડૂટક" વિપ્રકુલદ્યોતક, પૂજ્યપાદ
તીર્થરૂપ પિતાશ્રી

## જયશંકર કસ્તુર દવે.

આપની કૃપા કટાક્ષની પવિત્ર પ્રસાદિથી સર્વ પ્રાણી-
માં ઉચ્ચ ગણાતા માનવ જન્મની સફળતારૂપ આત્મ-
દૃષ્ટિનો મહામાર્ગ સુધરી જે અપૂર્વ ભાન થવાનો
સમય નિકટ દેખાય છે, તે મહાન્ ઉપકારનો
બદલો આપવા અસમર્થ છતાં, શ્રદ્ધાશીલ
જ્ઞાતિબન્ધુઓના આત્માને શાન્તિ આ-
પવા આ લઘુ પણ પ્રાચીન ગ્રન્થ
નો યથામતિ ઉદ્ધાર કરી " पत्रं
पुष्पं फलं तोयं એ ન્યાયે આ-
પના કર કમલમાં અર્પી
ઋણથી મુક્ત થાઉછું.

લી૦
ત્હમારો—
સદાનો વિયોગી
ગણપતિ.

# " અનુક્રમ, "

ॐ

॥ श्री ब्रह्मक्षेत्रमाहात्म्य प्रारंभः ॥

# भूमिका.



રી જ્ઞાન સાધનની ભૂમિકાનો વિચાર કરતાં અને જ્ઞાતિ બન્ધુઓનાં પોતાની આદ્ય ઉત્પત્તિ વિષેનાં ઘણા દિવસથી થતાં અનેક પ્રશ્નો સાંભળતો હતો તેથી આ લઘુ પણ ઉપયોગી ગ્રન્થ; ગરજ સારે તેવો હોવાથી તેને પ્રકટ કરવા યત્ન આરંભ્યો છે.

દરેક ગ્રન્થમાં અનુબન્ધ ચતુષ્ટય હોય છે, તેથી ગ્રન્થનો યોગ્ય મર્મ સુલભ રીતે સમજાય છે. આ ગ્રન્થનો વિષય "**क्षेत्रमाहात्म्य**"નો છે; સંબન્ધ શ્રીમત્ "**खेड्टक**" વિપ્રોની ઉત્પતિનો છે. અને પ્રયોજન વિપ્રતાનું ભાન કરાવી કર્મ ઉપાસના તરફ વાળી આખર બ્રહ્મ સ્વરૂપ તરફ લઇ જવાનું છે.

આતીર્થ ક્ષેત્ર પર પૂર્ણ શ્રદ્ધા ધરાવનાર જનો આ ગ્રન્થના અધિકારી છે.

દુનીઆના તમામ ભાગો કરતાં ભારતીય પ્રજા ધર્મમય જીવન બનાવી ધર્મમાંજ જીવન ગાળતી ઘણી જુની પરંપરાથી જણાઇ છે.

ભારતનો એકે ભાગ ધર્મ ક્ષેત્ર વિનાનો નથી. જ્યાં ત્યાં તીર્થ ભૂમિકાઓ, યોગિસિદ્ધોની બેઠકો ઋષિમુનિના આશ્રમો અને એવાં અનેક ધર્મ સ્થાનો એક એક કરતાં ચઢીઆતાં જણાય છે. આ સ્થાનો પરની ભાવિ પ્રજાની શ્રદ્ધા ઓછી ન થવા માટે, તેનાં ગીર્વાણ ભાષામાં અનેક ગદ્ય પદ્યો, ઋષિમુનિઓએ શાસ્ત્ર પુરાણોમાંથી લખેલાં મળી આવે છે. તેમાંનો આ એક પદ્યાત્મક લઘુ લેખ બ્રહ્મ પુરાણના અંગનો "શ્રી બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય" નામનો છે.

મનુષ્ય માત્રનો સ્વભાવ અને બુદ્ધિ પ્રભાવ, મંત્રશકિત (વિચારશકિત) ઉત્સાહશકિત અને ક્રિયાશકિત; આચાર વિચાર અને વિદ્યા એ સર્વ હવા, પાણી, પ્રકાશ અને ક્ષેત્ર પર આધાર રાખે છે. ક્ષેત્રનું માહાત્મ્ય—પ્રભાવ યથાર્થ સમજ્યા વિના ધર્મ વિચાર તથા વર્તનનું ભાન હોતું નથી. અને તેમ ન હોવાથી મનુષ્ય જન્મની કૃતાર્થતા અલભ્ય રહે છે.

પ્રાણી માત્રમાં અને વિશેષે કરી અગ્રસ્થાન ભોગવનાર મનુષ્ય માત્રમાં, શ્રદ્ધાનું બિન્દુ કુદરતી રીતે કંઇને કંઇ પ્રકારનું ખાસ કરીને હોય છે. તે શ્રદ્ધાના પ્રવાહને પોતાની ઉત્પત્તિના મૂળ તરફ વાળી તેને યથાર્થ સમજી નિજ કર્તવ્ય શું છે? તેનું ભાન કરે એ ખાસ વિચારવા જેવું છે.

કોઇ પણ વસ્તુના ગુણ દોષો નહીં સમજનાર માણસને ખરાબ કહેવો અગર તુચ્છ કરી બહિષ્કાર કરવો તે પહેલાં તેને વસ્તુના ગુણોનું માહાત્મ્ય સમજાય તેવી રીતે કહી બતાવી વસ્તુ તરફ વાળવો એ શ્રેષ્ટ છે. એમ સમજી આપણા પૂર્વજોએ દરેક ક્ષેત્ર સ્થાનો અને માહાત્માઓનાં માહાત્મ્યનાં અનેક અદ્‌ભૂત વર્ણનો શરીરને રોમાંચિત કરે તેવી રીતે વર્ણવ્યાં છે.

ગ્રન્થમાં શ્રીમત્ **खेटक** વિપ્રોત્પત્તિ અને તેમના માહાત્મ્યનું વર્ણન છે. વિચાર કરતાં અને શાસ્ત્રો વિચારી જોતાં ચાર વર્ણની વ્યવસ્થા યુગાન્તર પહેલાંની–અનાદિની ગુણ અને કર્મના વિવેક માટે તેમજ દરેકને પોતાના કલ્યાણ માટે ઇશ્વરે કરેલી છે. " **चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्म विभागशः ॥ भ० गी० स्ववर्णाश्रम धर्मेण० ( शं० पं० ) यथेमां वाचंकल्याणीमा० ॥ ब्रह्मराजन्याभ्या ँ शूद्राय० इ ( यजुः )**

ચારે વર્ણોમાં બ્રાહ્મણોને સમષ્ટિબ્રહ્મ–વિરાટના મુખ્ય અંગ મુખનું સ્થાન મળેલું છે. તેને વેદ અને શાસ્ત્રો પ્રતિપાદન કરે છે. ક્ષત્રિયાદિ ત્રિવર્ણે માન્ય કરેલું છે. અને તેવી સર્વ માન્ય પરંપરા અદ્યાપિ પ્રચલિત છે.

બ્રાહ્મણજાતિ અનાદિથી એકજછે, તેની ઉત્પત્તિ બ્રહ્મથી (બ્રહ્માજીથી) છે, **जमदग्निर्वसिष्ठोऽत्रिर्विश्वामित्रोऽथगौतमः । भारद्वाजः कश्यपश्चागस्त्यो वै गोत्रिणः स्मृताः ॥** જમદગ્નિ. વસિષ્ઠ, અત્રિ, વિશ્વામિત્ર ગૌતમ, ભારદ્વાજ, કશ્યપ, અને અગસ્ત્ય એ આઠ ઋષિ બ્રહ્માજીના અંગથી પૃથક્ પૃથક્ ઉત્પન્ન થયેલા છે. એ આઠ સર્વે બ્રાહ્મણોના મૂળ ગોત્ર પુરૂષો કહેવાય છે. અને કેટલાકને મતે છેલ્લા અગસ્ત્ય સિવાય સાત ગોત્ર પુરૂષો મનાય છે.

બ્રાહ્મણને નિત્યકર્માદિ વિધિમાં પોતાનું ગોત્ર, શાખા, અટક, વેદ, પ્રવર, શિવ, ગણપતિ, ભૈરવ અને કુલદેવી એમ નવ પ્રકારની માહિતિની ખાસ જરૂર પડે છે " **गोत्रशाखाऽवटङ्कश्चवेदाश्च प्रवराःशिवः । गणपतिर्भैरवो देवी नव जानन्तिवाडवाः** "

ત્યાર પછી ઉપરોક્ત ઋષિ મંડળમાં પુત્રો અને પૌત્રો ઘણા સારા વિદ્વાનો થઈ ગયા તેઓ "**प्रवर**" નામે પ્રસિદ્ધ થયા છે. "**श्रोतव्यं-नृपसावधानमनसा सप्तर्षयो गोत्रिणं स्तेषां पौत्रसुताद्यपत्यमुनयः श्रेष्ठा अभुवँश्चये ॥ ते सर्वे प्रवराः ० ६ ०**" ॥

એમ ગોત્રોમાંથી ગોત્ર અને પ્રવરો વૃદ્ધિ પામતા આ જગતમાં એટલાં બધાં થયાં કે, જેની ગણત્રીં હજારો, લાખો અને અર્બુદ જેટલી થઈ. પણ બ્રહ્માજીથી ઉત્પન્ન થએલા સપ્તર્ષિના સમૂહમાંતો માત્ર ઓગણ-પચ્ચાસ ગોત્રજ મુખ્ય છે, કારણ કે તેમાંથી થએલા પ્રવરોમાં વધારે તફા-વત માલુમ પડતો નથી. (સાત ઋષિવંશો, ઓગણપચાસ ગોત્રો અને તેનાં પ્રવરો નીચે પ્રમાણે.) **सप्ताऽब्धि पंचाक्ष द्विगाब्धि वेद दशेति संख्याप्रमितानिभूप ! । श्रीजामदग्न्यादिमुनीश्वराणां न्यूनैक, पञ्चाशदितिस्फुटानि** ॥ જમદગ્નિ-ભ્રગુના સાત વંશ છે. (૧) વત્સ (૨) વિદ (૩) વેદ (૩) આર્ષ્ટિષેણ (૪) મિત્રયુવ (૫) યાસ્ક (૬) વૈન્ય (૭) શુનક. (તેમનાં પ્રવર નીચે પ્રમાણે)

(૧) **वत्स**—ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન ઓર્વ જામદગ્ન્ય એ પાંચ પ્રવર છે.

(૨) **विद [३] वेद**—ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન એ ત્રિ પ્રવર અથવા ભાર્ગવ, ઔર્વ અને જામદગ્ન્ય એ ત્રણ પ્રવર છે.

(३) **आर्ष्टिषेण**—ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન ઔર્વ અને વેદ એ પાંચ પ્રવર છે. અથવા ભાર્ગવ, ચ્યવન, જામદગ્ન્ય એમ ત્રિપ્રવર છે, અથવા ભાર્ગવ ચ્યવન અને આપ્નવાન એમ ત્રિપ્રવર કહે છે.

(૪) **मित्रयुव**—ભાર્ગવ, ચ્યવન, દિવોદાસ એ ત્રણ પ્રવર છે, અથવા "વાધ્ર્યશ્વ" એ એકજ પ્રવર છે.

(૫) **यास्क**—ભાર્ગવ, ચ્યવન, આપ્નવાન અથવા ભાર્ગવ, વૈતહવ્ય, સાવેત એમ ત્રણ પ્રવર કહે છે

(૬) **वैन्य**—ભાર્ગવ, વૈન્ય, પાર્થ એમ ત્રણ પ્રવરો છે.

(૭) **शुनक**—"શુનક" અથવા "ગાર્ત્સમદ" અથવા ભાર્ગવ અને ગાર્ત્સમદ એમ દ્વિપ્રવર કહ્યાં છે.

## (૨) " वसिष्ठ वंश गोत्र. "

अथापरं भूमिपते ! शृणुष्व वसिष्ठवंङ्शान् प्रवरान्मुनीश्वरान् वसिष्ठकौडिन्य तथोपमन्युर्जातौपरं कर्ण पराशरौ च ॥ વસિષ્ઠના પાંચ વંશજો છે. (૧) વસિષ્ઠ (૨) કૌડિન્ય (૩) ઉપમન્યુ (૪) જાતુકર્ણ્ય (૫) પારાશર. (તેમનાં પ્રવર નીચે પ્રમાણે.)

(१) **वसिष्ठ**—વાસિષ્ઠ એ એકજ; અથવા વાસિષ્ઠ, ઇન્દ્રપમદસુ અને ભરદ્વસુ એ ત્રણ પ્રવેરા છે.

(१) **कौडिन्य**—વસિષ્ઠ, મૈત્રાવરુણ અને કૌંડિન એ ત્રણ પ્રવર છે-

(३) **उपमन्यु**—વસિષ્ઠ, ઇન્દ્રપ્રમદ અને ભરદ્વસુ અથવા વસિષ્ઠ, ભરદ્વસુ અને ઇન્દ્રપ્રદ એ ત્રણ પ્રવર છે.

(४) **जातुकर्ण**—વાસિષ્ઠ, અત્રિ, અને જાતુકર્ણ્ય એ ત્રણ પ્રવર છે.

(५) **पाराशर**—વાસિષ્ઠ, શાક્ય અને પારાશર એ ત્રણ પ્રવર છે.

## (३) अत्रिवंश गोत्र.

અત્રિના વંશમાં ચાર ગોત્રકર્તા પુરૂષો છે. (१) **आत्रेय**, (२) **वाद्भुतक** (३) **गविष्ठ** (३) **चंद्रात्रि** (४) **मुद्गल** (३) **सुमंगल** (પ્રવર નીચે પ્રમાણે.)

(१) **आत्रेय**—ઓત્રેય, આર્ચનાનસ અને શ્યાવાશ્વ એ ત્રણ પ્રવર છે.

(२) **वादभुतक**—આત્રેય, આર્ચનાનસ અને વાદભુતક એ ત્રણ પ્રવર છે.

(३) **गविष्ठ**—વાદભુતક, આત્રેય, આર્ચનાનસ, આતિથ્ય અને ગવિષ્ઠ એમ પાંચ પ્રવર છે.

(४) **मुद्गल**—અત્રિ, મુદ્ગલ, શ્યાવાશ્વ એ પ્રમાણે ત્રણ પ્રવર છે. વળી અત્રિની કન્યાનાં આત્રેય અને વામરથ્ય એમ બે પ્રવર છે.

## (४) विश्वामित्र ऋषिवंश गोत्र.

આમના વંશમાં ગોત્રકર્તા પુરૂષો દશ થયા છે. (તે નીચે પ્રમાણે.)

(१) **कुशीक**—વિશ્વામિત્ર, દેવરાજ અને દેવલ એ ત્રણ પ્રવર છે.

(२) **लौहित**—વિશ્વામિત્ર, લૌહિત અને અષ્ટક એ ત્રિપ્રવર; અથવા માધુચ્છન્દ, વૈશ્વારથ અને અષ્ટક એ ત્રણ છે.

(૩) **रौक्षक**—વિશ્વામિત્ર, ગાથિન્, અને રૈણુવ અથવા વિશ્વામિત્ર, રૌક્ષક અને રૈણુવ એ ત્રિપ્રવર છે.

(૪) **कामकायन**—વિશ્વામિત્ર, દેવશ્રવસ્ અને દેવતરસ, અથવા વિશ્વામિત્ર, દેવતરસ અને દેવશ્રવસ એ ત્રણ પ્રવર છે.

(૫) **अजना**—વિશ્વામિત્ર, માધુચ્છન્દ અને અજ એ ત્રણ પ્રવર છે અથવા વિશ્વામિત્ર, દેવસ્મરથ અને માધુલ એ ત્રણ પ્રવર છે.

(૬) **पुतः**—વિશ્વામિત્ર, કાત્યાયન અને આક્ષીલ એ ત્રણ પ્રવર છે.

(૭) **धनञ्जय**—વિશ્વામિત્ર, માધુચ્છન્દ અને અઘમર્ષણ અથવા વિશ્વામિત્ર, માધુચ્છન્દ અને ધનંજય એ ત્રણ પ્રવર છે.

(૮) **अघमर्षण**—વિશ્વામિત્ર અને અઘમર્ષણ એ બે પ્રવર છે.

(૯) **पूषण**—વિશ્વામિત્ર, પૂષણ એ બે; અથવા વિશ્વામિત્ર, દેવરાજ અને પૂષણ એ ત્રણ પ્રવર છે.

(૧૦) **इन्द्रकौशिक**—વિશ્વામિત્ર અને ઇન્દ્રકૌશિક એવાં બે પ્રવર છે.

## (૫) ગૌતમવંશ ગોત્ર.

આમના વંશમાં દશ પુરૂષો ગોત્રકર્તા છે. (તેનાં પ્રવર નીચે પ્રમાણે.)

(૧) **आयास्य**—આંગિરસ, શારદ્વત અને ગૌતમ એ ત્રિપ્રવર છે.

(૨) **शारद्वत**—આંગિરસ, અને શારદ્વત અને ગૌતમ એ ત્રણ પ્રવર છે.

(૩) **वामदेव**—આંગિરસ, વામદેવ અને ગૌતમ એ ત્રણ પ્રવર છે.

(૪) **कौमण्ड**—અંગિરસ, ઔતથ્ય, દૈર્ઘતમસ, એમ ત્રણ પ્રવર છે.

(૫) **राहुण**—અંગિરસ અને રાહુણ એ બે પ્રવર છે.

(૬) **उतथ्य**—અંગિરસ, ઉતથ્ય અને ગૌતમ એ ત્રણ પ્રવર છે,

(૭) **बृहदुक्थ**—અંગિરસ, બૃહદુકથ અને ગૌતમ ,,

(૮) **सोमराज**—અગિરસ, સોમરાજ અને ગૌતમ ,,

(૯) **करेणुपाल**—કરેણુપાલ એ એક જ પ્રવર છે.

(૧૦) **औशनस** ઔશનસ એ એક જ પ્રવર છે.

## (૬) ભારદ્વાજવંશ ગોત્ર.

આ વંશમાં ચાર પુરૂષો ગોત્ર કર્તા છે. (પ્રવર નીચે પ્રમાણે).

(૧) **भारद्वाज**—ભારદ્વાજ, અંગિરસ અને બાર્હસ્પત્ય એ ત્રણ પ્રવર છે.

(૨) **गर्ग**—અંગિરસ, સૈન્ય અને ગાર્ગ્ય એ ત્રણ અથવા ભારદ્વાજ, ગાર્ગ્ય અને સૈન્ય એ ત્રણ પ્રવર ગણાય છે.

(૩) **ऋक्ष**—અંગિરસ, માત્વચસ અને વાંદન એ ત્રણ અથવા અંગિરસ. બાર્હસ્પત્ય, ભારદ્વાજ વાંદન અને માત્વચસ એ પાંચ પ્રવર છે,

(૪) **कपी**—અંગિરસ, મહીયવ, રૂક્ષયસ એ ત્રણ પ્રવર છે,

## (૭) काश्यपवंश गोत्र.

આ વંશમાં પાંચ પુરૂષો ગોત્ર કર્તા થયા છે. ( તેમના પ્રવર નીચે પ્રમાણે. )

(૧) **काश्यप**—કાસ્યપ, વત્સાર અને નૈધ્રુવ; અથવા કાસ્યપ, વત્સાર અને અસિત એમ ત્રણ પ્રવર છે.

(૨) **निध्रुव**—કાસ્યપ, વત્સાર અને નૈધ્રુવ એ ત્રણ પ્રવર છે.

(૩) **शांडिल**—કાસ્યપ, વત્સાર અને શાંડિલ્ય અથવા શાંડિલને બદલે દેવલ અથવા અસિત, દેવલ અને શાંડિલ્ય એમ ત્રણ પ્રવર છે.

(૪) **रैभ्य**—કાસ્યપ, વત્સાર અને રૈભ્ય એ ત્રણ પ્રવર છે.

(૫) **लौगाक्षि**—કાસ્યપ, વત્સાર અને વસિષ્ઠ એ ત્રણ પ્રવર છે.

## (૮) अगस्त्यवंश गोत्र.

આ વંશમાં ગોત્ર કર્તા પુરૂષો દશ છે. પરંતુ ચાર સિવાય બીજા પ્રસિદ્ધિમાં નથી.

(૧) **इध्मवाह**—આગસ્ત્ય, દીર્ઘચ્યુત અને ઈધ્મવાહ એ ત્રણ અથવા આગસ્ત્ય એ એકજ પણ ગણાય છે.

(૨) **सोमवाह**—આગસ્ત્ય, દીર્ઘચ્યુત અને સોમવાહ; એ ત્રણ પ્રવર છે.

(૩) **दर्भवाह**—આગસ્ત્ય, દીર્ઘચ્યુત, અને દર્ભવાહ એ ત્રણ પ્રવર છે.

(૪) **यज्ञवाह**—આગસ્ત્ય, દીર્ઘચ્યુત અને યજ્ઞવાહ એ ત્રણ પ્રવર છે.

આ સિવાય અન્ય ગ્રન્થોમાં નીચેના ઋષિઓને પણ ગોત્ર કર્તા ગણાવ્યા છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) | **सांभवाह** | (૫) | **हिमवाह** | (૮) | **सारवाह** |
| (૨) | **दत्तवाह** | (૬) | **पूर्णमास** | (૯) | **दन्तवाह** |
| (૩) | **अन्नवाह** | (૭) | **महेन्द्र** | | |
| (૪) | **पैनाकपाणि** | | | | |

કાલ વિત્યા બાદ બ્રાહ્મણની જાતમાં (૧) **ગૌડ** અને (૨) **દ્રવિડ** એમ બે ભેદ થયા. તેનું કારણ ફકત ગૌડ અને દ્રવિડ એ દેશોમાં જઈ વસ્યા તેટલુંજ જણાય છે. એમાં પ્રત્યેકના પાંચ ભેદ થવાથી બન્ને ( ગૌડ અને દ્રવિડ ) મળી દશ ભેદ થયા છે. ( તે નીચે પ્રમાણે. )

(૧) કર્નાટક, (૨) તૈલંગ (૩) દ્રવિડ (૪) મહારાષ્ટ્ર (૫) ગુર્જર એ પાંચ દ્રવિડના ભેદ છે. અને (૧) સારસ્વત (૨) કાન્યકુબ્જ (૩) ગૌડ (૪) ઉત્કલ અને (૫) મૈથિલ એ પાંચ ગૌડના ભેદ છે.

ત્યાર બાદ કેટલાક સમય પછી, દેશ, કાલ, આચાર અને વર્તનને લીધે ચોરાસી ભેદ પડયા ( તે નીચે પ્રમાણે. )

(૧) શ્રીખેટક, (૨) ટોલક (૩) ઔદિચ્ય (૪) શ્રીમાલી (૫) સિધ બ્રાહ્મણ (૬) ત્રિવેદી મ્હોડ (૭) ચાતુર્વેદી મ્હોડ (૮) મલ્લ મ્હોડ (૯) અગ્યારસણા મ્હોડ (૧૦) ધીનોજા મ્હોડ (૧૧) ખડાયના બ્રાહ્મણ (૧૨) ભાગડ બ્રાહ્મણ (૧૩) ઝારોલા બ્રા૦ (૧૪) અન્તર્વેદી બ્રા૦ (૧૫) જંબુ બ્રા૦ (૧૬) વાયડા બ્રા૦ (૧૭) ત્રવાડી મેવાડા (૧૮) ભટ મેવાડા (૧૯) ચોરાસી મેવાડા (૨૦) કંડોળ બ્રાહ્મણ (૨૧) ગાલવ બ્રા૦ (૨૨) ઉનેવાળ બ્રા૦ (૨૩) ગિરનારા બ્રા૦ (૨૪) ગુગલી બ્રા૦ (૨૫) શ્રીગૌડ જુના (૨૬) શ્રીગૌડ નવા (૨૭) મેલવાડ બ્રા૦ (૨૮) કાપિત્થ બ્રા૦ (૨૯) વડમૂલ બ્રા૦ (૩૦) સૃગાલવાટ બ્રા૦ (૩૧) પાલ બ્રા૦ (૩૨) સોતાલા બ્રા૦ (૩૩) મોતાલા બ્રા૦ (૩૪) કર્ણાટક બ્રા૦ (૩૫) ૭ પ્રકારના તૈલંગ બ્રા૦ (૩૬) નિયોગી બ્રા૦ (૩૭) પંદર પ્રકારના દ્રવિડ બ્રા૦ (૩૮) મહારાષ્ટ્ર બ્રા૦ (૩૯) ચિત્ પાવન કોંકણસ્થ બ્રા૦ (૪૦) કહાડે બ્રા૦ (૪૧) ત્રિહોત્ર બ્રા૦ (૪૨) દશગોમ બ્રા૦ (૪૩) દ્વાત્રિંશદ્ ગ્રામ બ્રા૦ (૪૪) પાતિત્યગ્રામ બ્રા૦ (૪૫) મિથુનહર બ્રા૦ (૪૬) બેલનછ ગ્રામવાસી બ્રા૦ (૪૭) ગોરાષ્ટ્ર બ્રા૦ (૪૮) કેરલ બ્રાહ્મણ. (૪૦) તુલવ બ્રાહ્મણ૦ (૫૦) નિંબુરો બ્રા (૫૧) હૈવ બ્રા૦ (૫૨) યંબરાદ્રિ બ્રા૦ (૫૩) કંદરવ બ્રા૦ (૫૪) કોઢ (૫૫) શિવવલ્લી બ્રા૦ (૫૬) વડનગરા (૫૭) વિસનગરા (૫૮) સાઠોદરા (૫૯) ચિત્રોડા (૬૦) ભારડ (૬૧) પ્રશ્નોરા (૬૨) માલવી ગૌડ (૬૩) શ્રીગૌડ (૬૪) ગંગાપુત્રગૌડ (૬૫) હરિયાણાગૌડ (૬૬) વાસિષ્ઠગૌડ (૬૭) સૌરભગૌડ (૬૮) દાલ્ભ્યગૌડ (૬૯) સુખસેનગૌડ (૭૦) ભટનાગરગૌડ (૭૧) સૂર્યધ્વજગૌડ (૭૨) મથુરાના ચોબા (૭૩) વાલ્મીકબ્રા૦ (૭૪) ગુર્જરસં-પ્રદાયી (૭૫) રાયકવાલ (૭૬) ગોમીરી (૭૭) દાયમા (૭૮) સારસ્વત (૭૯)

મિત્રગૌડ (૮૦) કપિલ (૮૧) તલાજીઆ (૮૨) નારદીય (૮૩) ચંદ્રસર (૮૪) વડાદરા (૮૫) ગયાવાલ (૮૬) ઓડીયા (૮૭) આભીર (૮૮) પલ્લીવાસ (૮૯) લેટવાસ (૯૦) સનેડીયા (૯૧) પારાશર (૯૨) કાન્યકુબ્જ (૯૩) ઉદુમ્બર (૯૪) સોમપરા (૯૫) કામ્બોજ સિદ્ધ (૯૬) નાંદોરીયા (૯૭) ભારતીય (૯૮) પુષ્કર બ્રા૦ (૯૯) ગરૂડગલીઆ (૧૦૦) મત્રાયણી (૧૦૧) નાર્મદીય (૧૦૨) નંદવાણુ (૧૦૩) મૈથિલ બ્રા૦ (૧૦૪) મૈત્રાયણી (૧૦૫) અભિલ્લ (૧૦૬) માધ્યન્દિનીય. ઇત્યાદી ચોરાસી જ્ઞાતિ ઉપરાન્ત પણ બ્રાહ્મણોની પેટા જ્ઞાતિઓ વધી ગયેલી છે. તે અત્રે સ્થલ સંકોચને લીધે લખી નથી.

શ્રીમત્ખેટક વિપ્રોની ઉત્પત્તિ અને તેમનાગુણ કર્મોનું વર્ણન તથા વાસ્તવ્ય સ્થાન કયું તેના સમાધાનનો આ વિષય હોવાથી; સર્વે વિપ્રોના ઇતિહાસમાં તેમને પ્રધાન પદ આપી પ્રાસંગિક વિચાર શરૂ કરવામાં આવે છે.

શ્રીમત્ ખેટકવિપ્રોમાં મુખ્ય બે ભેદ છે. (૧) ખેડવાબાજ (કે) ખેડાવાળબાજ (૨) ખેડવાભીતર (કે) ખેડાવાળભીતર; તે બે ભેદો ઘણી નજીક મુદતે રાજા વેણુવત્સના સમયમાં થયેલા જણાય છે. તે સંબંધિ એક પ્રાચીન પુસ્તકમાંથી મળી આવેલી આખ્યાયિકા મ્હોટી છે, તે આ સ્થળે સંપૂર્ણ ન આપતાં ખાસ ઉપયોગી ભાગ લખવામાં આવ્યો છે.

आसीज्जनपदे राजा क्षत्रियो वेणुवत्सकः ।
इल्वदुर्गेराजधानी भूपतेस्तस्यचाऽभवत् ॥१॥
पुत्रवत् पालयामास धर्मेणस्वांप्रजां सुधीः ।
धार्मिकः सत्यसन्धोऽसौगोब्राह्मणा तिरतः ॥२॥
सर्वैश्वर्यसमायुक्त श्चिन्तावन्ध्यापतेरभूत् ।
एकदा स सभामध्ये वेणुवत्सो महीपतिः ॥३॥
पप्रच्छवाडवान्सर्वान पुत्रोऽहं कथं द्विजाः ।
तदाऋषिगणाः सर्वेध्येयमानाहिमात्तनम् ॥४॥
प्रोचुस्ते भूपातिं तत्र गोबालक वधःकृतः ।
तेनपापप्रभावेण जन्मन्यास्मिन्नपुत्रकः ॥५॥

पुण्येऽस्मिन्ब्रह्मणः क्षेत्रे पुत्रेष्टिंसत्वरंकुरु ।
भविष्यति तदापुत्रो धीमान्क्षात्रगुणैर्युतः ॥६॥
हिरण्मयीं सवत्सांगां भूषणालङ्कृतां शुभाम् ।
देहिराजन्? सुविप्रेभ्यस्तेनत्वं ामवाप्स्यासे ॥७॥
यज्ञंकृत्वाततोराजा दानं कर्तुं समुद्यतः ।
भवद्भिः कथितं यद्यत् सर्वं तत्कृतवानहम् ॥८॥
गृहीतव्यं भवद्भि र्वै दानञ्च विधिपूर्वकम् ।
तद्वचोऽवितथंश्रुत्वा विचारश्चक्रतुर्मिथः ॥९॥
केषां तद्दानमादातुमभवद्धिषणाध्रुवा ।
अन्येषां सत्यसन्धानां नासीदिच्छामतिग्रहे ॥१०॥
ज्ञात्वा कोलाहल श्चक्रे कपाटबन्धनं नृपः ।
दुर्गभित्तिं समुल्लंघ्य निर्गतास्तेत्वरान्विताः ॥११॥
ब्रह्मक्षेत्राद् बहिर्याता स्तेन ते बाह्यखेऽटकाः ।
स्वेस्वेकर्मण्याभिरताः प्रतिग्रहपराङ्मुखाः ॥१२॥
वेणुवत्सस्तदाभूपः परोपकरणेरतः ।
बाह्यान्सर्वान्द्विजान् दृष्ट्वा वेदशास्त्रार्थ कोविदान् ॥१३॥
नामगोत्रादिकन्तेषांज्ञात्वासर्वाद्विजन्मनाम् ।
लिखित्वाऽप्रीत्यावै नागवल्लीदले शुभे ॥१४॥
नगरांश्चत्रयस्त्रिंशल्लान्तवर्णान् शुभानथ ।
प्रददौ वाडवेभ्योवै वेणुवत्सः सुधीर्नृपः ॥१५॥

ભાવાર્થઃ—આ ભારતભૂમિમાં (પૂર્વે) વેણુવત્સ નામે રાજા હતો. તેની રાજધાની "ઇલ્વદુર્ગ" (ઇડર) નામે નગરમાં હતી. રાજા ધાર્મિક હતો. પ્રજાને પુત્રની પેઠે પાળતો હતો. અને ગાય બ્રાહ્મણ અને દેવતાઓની સેવા કરવામાં તત્પર રહેતો હતો.

તેને હાથી ઘોડા વગેરે મહાન્ સમૃદ્ધિ હતી. પરંતુ સંતાન હતું નહીં કોઇ એક સમયે વિદ્વાન ખેટક વિપ્રોની સભા બોલાવી પ્રશ્ન પૂછયું કે, હે મહાત્માઓ! મારે કંઇ સંતાન નથી તેનું કારણ કહો.

ત્યારે બ્રાહ્મણોએ યોગ સમાધિથી વિચાર કરી; રાજાને કહ્યું હે નરદેવ ! પૂર્વ જન્મમાં તેં અજાણતાં વાછરડાનો નાશ કીધો છે તે પાપને લીધે આ જન્મમાં તને પુત્ર પ્રાપ્ત થયો નથી માટે પુત્રેષ્ટિ નામનો યજ્ઞ કર. અને યજ્ઞને અંતે સોનાની બનાવેલી સારા આભૂષણોથી વિભૂષિત કરેલી, વાછરડા સાથે એક ગાયનું દાન કર. તેથી તને એક પુત્ર થશે. તે પુત્ર ક્ષાત્રધર્મને દીપાવનાર અને બુદ્ધિમાન થશે. એ પ્રમાણે વેણુવત્સ રાજાએ "પુત્રેષ્ટિ" કરી સુવર્ણધેનુનું દાન બ્રાહ્મણોને આપવા માંડયું ત્યારે કેટલાક બ્રાહ્મણોની એવી પ્રતિજ્ઞા હતી કે, મરણ પર્યન્ત દુષ્પ્રતિગ્રહ કરવો નહીં. તે કારણને લીધે પરસ્પર વિવાદ કરવા લાગ્યા એટલે રાજાએ કિલ્લાનાં કમાડ બંધ કરી, દાન આપવાનો બલાત્કાર કર્યો ત્યારે બ્રાહ્મણો કિલ્લાની ભીંતો ઓળંગી બહાર નીકળી ગયા. જે બહાર નીકળ્યા તે "બાહ્ય ખેટક" તરીકે ઓળખાવા લાગ્યા.

વેણુ વત્સરાજાએ "બાહ્યખેટકોને" સારા વિદ્વાન અને અપ્રતિગ્રાહી જોઇ તેમને જાણ ન પડે તેવી રીતે નાગર વેલના પાનની અંદર **ल**કારાન્ત (જે નામને છેડે **ल** કાર ( **लीकार** ) બોલાય તેવાં નામવાળા ચોવીસ અને નવ પૃથક્ પ્રદેશનાં કુલ તેત્રીસ ગામોનું પ્રદાન કર્યું. ( તે ગામોના નામ નીચે પ્રમાણે છે. ) સુરેલી. રાહોલી, વિશ્નેલા, ત્રીણોલી, અંત્રોલી, પંચોલી, સીનાલી, મોધોલી, વડાલી, કંગાલી, બડોલી, સીઓલી, રેનાલી, લીહાલી, નાલોલી, આદરોલી, કાછેલી, ભારેલી, ભૂપેલી, બુટાલી, કાલોલી, ચંગેલી, હિંગોલી, કડોલી, દેતરોલી, જનાલી, ભેટાલી, દંતાલી, ભૂખેલ, આગીએલ, ઢાખરોલ અને દેરોલ, સોડોલી.

નગરની અંદર રહેલા બ્રાહ્મણોને સોનાની ગાયનું દાન આપ્યું તે **सेटक भीतर** નામે પ્રસિદ્ધ થયા. કેટલાક **क्षेत्र** ખેડ પાસે વસ્યા તે ખેડવા (લા) અને ખેડા પાસે જઇ વસ્યા તે ખેડાવાલ (લા) એમ નામ પડયા.

ખેટક બ્રાહ્મણોનાં મુખ્ય નવ અને ચોવીસ ગોત્રો વિગેરેની સમજ નીચે પ્રમાણે છે.

## ( નવ ગોત્રો. )

| वेद. | शाखा. | गोत्र. | प्रवर. | सूत्र. |
|---|---|---|---|---|
| यजुः | माध्यं० | वत्स | भार्गव, च्यवन, आप्नवान् और्व, जामदग्न्य. | पा. गृ. |
| ,, | ,, | वासिष्ठ | वसिष्ठ, इन्द्रप्रमदसु, भरद्वसु. | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| साम | कौथमी | कौडिन | वसिष्ठ, मैत्रावरुण, कोण्डिन. | |
| यजु० | माध्यं | पाराशर | वसिष्ठ, शाक्य, पाराशर. | पा. गृ. |
| अथर्व० | अ. सा. | आत्रेय | आत्रेय, आर्चनानस, शावाश्व. | |
| यजु० | माध्यं | कुशिक | विश्वामित्र, देवराज, देवल के ऊद्दालक | पा. गृ. |
| ऋक् | आश्वला | भारद्वाज | भारद्वाज, आंगिरस, बार्हस्पत्य | |
| यजु० | माध्यं० | काश्यप | काश्यप, वत्सार, नैध्रुव के असित् | पा. गृ. |
| ,, | ,, | शाण्डिल्य | काश्यप वत्सार, शाण्डिल्य के देवल. | |

( अथ चतुर्विंशतिगोत्राणि. )

| वेद. | शाखा. | गोत्र. | प्रवर. |
|---|---|---|---|
| ऋक् | आश्व | शाण्डिल | शाण्डिल, असित, देवल |
| ,, | ,, | कपिल | आंगिरस, बार्हस्पत्य, च्यवन, उपमन्यव, सभान |
| ,, | ,, | उपमन्यव | उपमन्यव, वत्साश्रित, भारद्वाज. |
| ,, | ,, | चित्रानत | चित्रानत, विश्वामित्र, देवराज. |
| ,, | ,, | भारद्वाज | भारद्वाज, आंगिराज, बार्हस्पत्य. |
| ,, | ,, | उपनस | विश्वामित्र, देवराज, औद्दल. |
| ,, | ,, | वत्सस् | उरपरा, प्रव, भारद्वाज, जमदग्नि, च्यवन. |
| ,, | ,, | गौतम | गौतम, आंगिरस, औतथ्य. |
| ,, | ,, | श्यामानस | श्यामानस, भार्गव, च्यवन, और्व, जमदग्नि. |
| ,, | ,, | लम्बुकर्णस | लंबुकर्ण, असित, देवराज. |
| ,, | ,, | कौण्डिन्य | काण्डिन्य, वासिष्ठ, मित्रावरुण. |
| ,, | ,, | गर्ग्यस | आंगिरस, बार्हस्पत्य, भारद्वाज. |
| ,, | ,, | मुद्गल | मुद्गल, आंगिरस, भारद्वाज. |
| यजुः० | माध्यं० | जातुकर्ण्य | जातुकर्ण्य, विश्वामित्र, वत्सस. |
| ,, | ,, | शजानस | आंगिरस, गौतम, भारद्वाज. |
| ,, | ,, | कृष्णात्रिगोत्र | उशिक्, विश्वामित्र, देवल. |

| | | | |
|---|---|---|---|
| ,, | ,, | लौकानस | विश्वामित्र, देवराज, औद्दल. |
| ,, | ,, | आंगिरस | अत्रि, अर्चन, शिवशिव. |
| ,, | ,, | ,, | आंगिरस, नैध्रुव, शौनक. |
| साम० | ,, | काश्यप | काश्यप, अवच्छन्द, नैध्रुव. |
| ,, | ,, | कौनस | आंगिरस, बार्हस्पत्य, आस्तिक. |
| अथर्व | अ०सा० | बिल्वस | आगस्त्य, वैनाथ, जानायत. |
| ,, | ,, | बार्हस | |

એ પ્રમાણે દરેક બ્રાહ્મણે પોતાના ગોત્ર શાખાનો વિચારી કરી, પૂર્વના મહાત્માઓના પ્રભાવશાલી ચરિત્રો અને દિવ્ય ગુણો વિચારી આ-શ્રમને લગતાં કર્મ અને ધર્મ આદરી તેમાં નિષ્કામ બુદ્ધિ રાખી ઈશ્વરપદ પામવા—આત્મસ્વરૂપ થવા સર્વાત્મા ઇશ્વર તરફ વળવું જોઇએ.

પોતાની જન્મભૂમિ, જાતી, ગોત્ર, કુલ, શાખા, પ્રવર, અને પરંપરાથી ચાલતી ઉપાસનાથી સિદ્ધ થયેલાં દેવ કે દેવી એ સર્વે સમજ-વાનું-વિચારવાનું પ્રયોજન માત્ર સદાચરણી થવા બ્રાહ્મણ નામ સાર્થક કરવા—દિપાવવા અને ત્રણ વર્ણને અનુકરણ કરાવવા માટે છે.

ગમે તેમ ઉચ્ચ મનાતી વસ્તુ તેનાં ખરાં લક્ષણોથી અસિદ્ધ હોય તો તે આદરને પાત્ર કેમ ગણાશે ?

કારણ કે, લક્ષણથી રહિત કોઇ પણ લક્ષ્ય નથી. ઇશ્વરે વ્યવસ્થામાં રાખેલાં ચાતુર્વર્ણ્યના આચરણો તેનો મુખ્ય રીતે અનુભવ ભોગવી, અનુ-ભવ બતાવવાનો ભાર બ્રાહ્મણને શિરે છે. (બ્રાહ્મણનાં લક્ષણો નીચે મુજબ.)

संस्कारा यत्रा ऽवच्छन्ना सद्विजोऽजोऽजगादयम् ।
इज्याऽध्ययनदानानि विहितानि द्विजन्मनाम् ॥१॥
जन्मकर्माऽवदातानां क्रियाश्चाश्रम चोदिताः ।
विप्रस्याऽध्ययनादीनि षडन्यस्याऽप्रतिग्रहः ॥२॥
शमो दमस्तपः शौचं सन्तोषः क्षान्तिरार्जवम् ।
ज्ञानं दयाऽच्युतात्मत्वं सत्यश्च ब्रह्मलक्षणम् ॥३॥

शान्ताः सन्तः सुशीलाश्च सर्वभूते हिते रताः ।
क्रोधं कर्तुं न जानन्ति एतद् ब्राह्मण लक्षणम् ॥४॥

सन्ध्योपासन शीलश्च सौम्यचित्तो दृढव्रतः ।
समः परेषु च स्वेषु एतत् ब्रा० ॥५॥

एकाहारश्च सन्तुष्टः वल्पाशो स्वल्पमैथुनः ।
ऋतुकालाऽभिगामी च एतद् ब्रा० ॥६॥

परान्नं परवित्तं च पथिवा यदिवा गृहे ।
अदत्तं नैव गृण्हाति एतद् ब्रा० ॥७॥

सत्यं ब्रह्म तपो ब्रह्म ब्रह्म चेन्द्रिय निग्रहः ।
सर्वभूत दया ब्रह्म एतद् ब्रा० ॥८॥

योगस्तपो दमो दानं सत्यं शौचं दया श्रुतम् ।
विद्या विज्ञानमास्तिक्य मेतद् ब्रा० ॥९॥

शौचमास्तिक्य मभ्यासो वेदेषु गुरुपूजनम् ।
क्रियाऽतिथित्वामिज्या च ब्रह्मकायस्य लक्षणम् ॥१०॥

જન્મથી માંડી અવિચ્છિન્ન સંસ્કાર થતા હોય, અગ્નિ હોત્ર, અધ્યયન, દાન અને દુષ્પ્રતિગ્રહનો ત્યાગ હોય; વળી જન્મથી અને જાતની ક્રિયાથી પોતાનું શુદ્ધ વર્તન હોય તેમાં આશ્રમને લગતાં ધર્મ કર્મ ચાલતાં હોય, અને છ કર્મનો કદી લોપ ન થતો હોય, તો ત્યાં બ્રાહ્મણપણું વસે છે.

શમ, દમ, તપ, પવિત્રતા સંતોષ, શાન્તિ વિનય, જ્ઞાન, દયા ઇશ્વર-માં તન્મયપણું સત્ય, શાન્તકૃતિ, સુજનતા, સુશીલતા અને પ્રાણી માત્રના કલ્યાણની ઇચ્છા સન્ધ્યાદિ ઉપાસના, સૌમ્યચિત્ત, બ્રહ્મચર્ય, પોતાના અને પારકાપર સમાન પ્રીતિ એક વખત ભોજન, સંતોષ, અલ્પ ભોજન, અલ્પ સ્ત્રીસંગ, ઋતુસમયેસ્ત્રીસંગ, આપ્યાવિનાનાંઅન્ન અને દ્રવ્યનોઅપ્રતિગ્રહ, બ્રહ્મ પ્રાપ્તિ અર્થે સત્ય બોલવું, બ્રહ્મ પ્રાપ્તિ માટે તપ કરવું, બ્રહ્મ પ્રાપ્તિ માટે ઇન્દ્રિય નિગ્રહ કરવો, બ્રહ્મ પ્રાપ્તિ માટે સર્વ પ્રાણીપર દયા કરવી, યોગ, તપ, દમ, દાન, સત્ય, પવિત્રતા, દયા, શીલ શ્રવણ, સદ્વિદ્યાભ્યાસ,

અનુભવ, શ્રદ્ધા વેદાધ્યયન, ગુરૂ પ્રીતિ, અતિથી ઉપર પ્રેમ એ સર્વે બ્રાહ્મણ-ના લક્ષણ છે,

ટુંકમાં કહેવાનું એ કે, બ્રાહ્મણે અર્થ અને કામથી, ધર્મ સાધી મોક્ષ સિદ્ધિને અર્થે વેદ તથા આત્મજ્ઞાન સંપાદનકરવા પ્રયત્નવાન્ બનવું જોઇએ તે સાથે મુદ્દાની એક વિચિત્ર હકીકત ખાસ ધ્યાનમાં રાખવા જેવી એ છે કે,

જન્મની શુદ્ધિ અને ઉચ્ચતામાં કર્મની શુદ્ધિ અને ઉચ્ચતા સર્વદા પ્રધાનપદ ભોગવે છે.

વિચારશીલ માણુસને કર્મ, ઉપાસના કરવાની ઇચ્છા થાય છે, ત્યારે કર્મ ઉપાસનાનો સવાલ જન્મ, જાતિ, વર્ણ વગેરે સમજવાનું શીખવે છે પરંતુ જન્મ અને જાતીમાં ઉચ્ચતા માની સત્કર્મ, ધર્મ, કે ઉપાસનાથી હીન જડ મનુષ્યોને એવાં કર્મ ધર્મ કે ઉપાસના મોક્ષ તરફ ( આત્મ-સ્વરૂપ તરફ ) લઇ જતાં નથી. વ્યાકરણ પરિભાષા કહે છે કે, "**असिद्धं बहिरंगलक्षणमन्तरंगलक्षणे;" गौणमुख्ययो मुख्ये कार्य संप्रत्ययः"** ( વ્યા. મહાભાષ્ય. )

જાતિ, કુલ અને વર્ણહીન ઘણા મનુષ્યો ધર્મ કર્મથી મહાન્ ઉચ્ચ પદને પામી, ઋષિ મુની તરીકે પ્રસિદ્ધ થઇ—ઓળખાઇ, દેખીતી બ્રાહ્મણ જ્ઞાતિઓના ગોત્ર પિતામહ થયા છે. અને કુળ, જાતને ગોખી રાખનારા અગણિત અજ્ઞાની લોકો અધોગતિ પામ્યા છે. (જુવો. વિ. પ્રકાશ)

**अश्विनीगर्भसंभूतो ह्यश्वत्थोऽयं महामुनिः ।**
**तपसा जायते विप्रउपविप्रानथ श्रृणु. १**
**कुरंगीगर्भसंभूतो ऋष्यश्रृंगो महामुनिः । तपसा० २**
**रासभीगर्भसंभूतो गर्गाचार्यो महामुनिः । तपसा० ३**
**श्वानकीगर्भसंभूतो शौनाचार्यो महामुनिः । तपसा० ४**
**दर्दुरीगर्भसंभूतो दार्दुरोऽयं महामुनिः । तपसा० ५**
**श्वपचीगर्भसंभूतो सांख्यायनो महामुनिः । तपसा० ६**
**तृणमध्ये च संभूतः कृपाचार्यो महामुनिः । तपसा० ७**
**कुशमध्ये च संभूतः कौशिकेयो महामुनिः । तपसा० ८**

जंबुकी गर्भ संभूतो जंबूकश्च महामुनिः । तपसा० ९
वैश्यिणीगर्भसंभूतो वैह्यायनो महामुनिः । तपसा० १०
तांबटीगर्भ संभूतो भार्गवाचार्यो महामुनिः तपसा० ११
न्यायनीगर्भसंभूतः कौंडिन्यो यो महामुनिः तपसा० १२
शालिनीगर्भ संभूतः शान्तनश्च महामुनिः । तपसा० १३
चर्मकीगर्भ संभूत श्चंपाचार्यो महामुनिः । तपसा० १४
सर्पिणीगर्भ संभूतो मार्गजं च महामुनिः तपसा० १५
मण्डूकीगर्भ संभूतोः भाण्डव्यश्च महामुनिः । तपसा० १६
हंसिनीगर्भ संभूतो हंसाचार्यो महामुनिः । तपसा० १७

વળી મહાભારતમાં કહ્યું છે કે, દ્વિજપણાનું કારણ જન્મ, સંસ્કાર, વેદાધ્યયન અને વેશ નથી પણ તેનું સદ્વર્તન એજ મુખ્ય કારણ છે. વળી મનુષ્યોમાં વર્ણને દર્શાવનારાં જે જે લક્ષણો કહેવામાં આવ્યાં છે તે તે લક્ષણો જો બીજી કોઇ વર્ણમાં જોવામાં આવે તો તેની ગણના તે લક્ષણવાળી વર્ણમાં કરવી.

न योनिर्नापि संस्कारो न श्रुतं न च संततिः ।
कारणानि द्विजत्वस्य वृत्त मेव तु कारणाम् ॥
भारत व० प० श्लो० ३१९

यस्ययल्लक्षणं प्रोक्तं पुंसो वर्णा भिव्यंजकम् ।
यदन्यत्रापि दृश्येत तत्तेनैव विनिर्दिशेत् ॥
भाग० ७।९।३५

વળી વસિષ્ઠ સ્મૃતિમાં કહ્યું છે કે, સદાચરણથી ભ્રષ્ટ થયેલા માણસને છ અંગો સાથે ભણાયેલા ચાર વેદ કદી પવિત્ર કરીશકતા નથી. જેમ પાંખ આવ્યા પછી પક્ષીનાં બચ્ચાં માળાનો ત્યાગ કરે છે. તેમ અધ્યયન કરેલા વેદો મૃત્યુ સમયે તે માણસનો ત્યાગ કરે છે, જેમ આંધળા માણસને પ્રસન્ન કરવા માટે સુન્દર સ્ત્રીએ કરેલા હાવભાવ નિષ્ફળ જાય છે તેમ છએ અંગો સહિત ભણેલા વેદ તથા કરેલા સર્વે યજ્ઞો દુરાચારી માણસનું કલ્યાણ કરવા કદી સમર્થ થતા નથી.

**आचारहीनं न पुनन्तिवेदा यद्यप्यधीताः सहषड्भिरङ्गैः ।**
**छन्दांस्येनं मृत्युकालेत्यजन्तिनीडंशकुन्ता अवजातपक्षाः ॥**
**आचारहीनस्य तु ब्राह्मणस्य वेदाः षडंगास्त्वखिलाः सयज्ञाः ।**
**कांप्रीतिमुत्पादयितुं समर्था अन्धस्यदारा इव दर्शनीयाः ॥२॥**

**( वसिष्ठ स्मृ० ६।३।४ )**

શાસ્ત્ર કહે છે કે, જાતિ અને કુલનો મિથ્યા ભાવ તજી ધર્મ કર્મ અને યમ, નિયમ પર શ્રદ્ધા રાખી ઉન્મત્ત હાથીના જેવા પ્રબલ મનનો નિગ્રહ કરી, ઇશ્વરપદરજ સેવન કરનારા સત્પુરૂષોનો સંગ કરી તેમના જ્ઞાનદ્વારા આત્મજ્ઞાન વધારી પરમાત્માને પ્રાપ્ત થવું એ ખરા અધિકારીનું કર્ત્તવ્ય છે,

જેણે મન વશન કરેલું હોય તે "બ્રહ્મદેવ જેવો સમર્થ હોય અગર પોતે બ્રહ્મ દેવ હોય તો પણ તેને અત્યંત વિટંબના થાય છે, તે વિષે આ ગ્રન્થના પ્રારંભમાં જ આખ્યાયિકા છે.

વળી તેવે પ્રસંગે કસોટી પામેલા ઉત્તમ મનસ્વી મહાત્માનો કેવો પ્રકાશ પડે છે અને છેવટે દિગન્ત કીર્તિને વરી "**खेऽटक**" જેવું શ્રેષ્ઠપદ પ્રાપ્ત થાય છે, તે દરેક દરેક અધિકારીને ખાસ વિચારવા જેવું છે.

અહો ? સપ્તર્ષિ મંડળમાં અને તેમના જેવા અનેક શિષ્ય પ્રશિષ્ય બ્રાહ્મણોમાં, બ્રહ્માણ્ડોમાં, અને યોગીઓના બ્રહ્મ રન્ધ્રોમાં વિચરવાની શક્તિ એ "**खेऽटक**" વિપ્રનેજ પ્રાપ્ત થઇ. ધન્ય છે ! તે ઋષિ મહાત્માને કે, જેમને લીધે બ્રહ્મવંશ ઉન્નત્ત દશાને પામ્યો. ॐ **शान्तिः**

**गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।**
**हसन्ति दुर्जनास्तत्र समादधाति साधवः ॥ १ ॥**



ॐ

श्रीगणेशाय नमः ॥

निर्मलं सच्चिदानन्दं निर्गुणं निष्क्रियं विभुम् ।
व्यापकं निष्कलं शान्तं भजेऽहमद्वयं विधिम् ॥१॥
ध्यानार्थं निर्गुणः सोऽपि सगुणो मूर्तिमान् प्रभुः ।
जातो प्रार्थनया भक्तलोकानां चतुराननः ॥ २ ॥
येनेयं साकृतिः सृष्टा जन्तूनां कर्म जन्मनाम् ।
सृष्टिः साविविधा रम्या साविधिः पातु नः सदा ॥३॥
शौनकउवाच—महात्मन् सूत ! जानासि शास्त्राणां सारमुत्तमम् ।
ब्रह्मक्षेत्रस्य माहात्म्यं भवान् व्याख्यातु मर्हति ॥ ४ ॥
कीदृशं ब्रह्मणः क्षेत्रं विद्यते पृथिवीतले ।
पुण्यदश्च कथं प्रोक्तं विधिनानिर्मितं कथम् ॥ ५ ॥

---

## ( અધ્યાય ૧ લો. પ્રારમ્ભ. )

**ભાવાર્થ**—જે પરમાત્મા નિર્મળ, નિર્ગુણ, નિષ્ક્રિય, સર્વ સત્તાવાન્ અને સચ્ચિદાનંદરૂપ છે. તથા સર્વમાં વ્યાપક નિરાકાર અને શાન્ત છે તે અદ્વિતીય બ્રહ્મને ભજું છું તેને મારા પ્રણામ હો. (૧)

જે પરમાત્મા નિર્ગુણ અને ચોતરફ મુખવાળો છતાં ઉપાસક–ભકતોને ધ્યાન પ્રાર્થના માટે સગુણ, મૂર્તિવાળો–ચાર મુખવાળો જણાય છે તે બ્રહ્મદેવને મ્હારા પ્રણામ હો. (૨) જેણે એનેક કર્મ કરનારા પ્રાણિઓ માટે વિચિત્ર રમ્ય, અને અનેક પ્રકારની નામરૂપાત્મકસૃષ્ટિ રચી છે તે બ્રહ્મરૂપ ભગવાન મારૂં પાલન કરો તેને મારા વારંવાર નમસ્કાર હોવ. (૩) શૌનક મહા મુનિ અને અન્ય બ્રહ્મર્ષિઓમાં પ્રશ્ન કરવામાં કુશલ શૌનક ઋષિ ઉત્તમવકતાસૂત પૌરાણીકને પ્રશ્ન કરવા લાગ્યા કે હે મહાત્મન્ તમે સર્વ શાસ્ત્રો અને તેના સાર સારી રીતે જાણો છો તેથી તમને અનેક શાસ્ત્ર પુરાણોના માર્મિક મહાત્મ્યો વારંવાર પુછીએ છીયે તેમાં આજે બ્રહ્મપુરાણ સાંભળતાં બ્રહ્મક્ષેત્ર મહાત્મ્ય શ્રવણની ઉત્કટ ઈચ્છા થઇ છે તો તે કૃપા કરી કથન કરો. (૪) બ્રહ્મક્ષેત્ર કેવું છે? તેની પવિત્રતા કેવી? એમ શાથી છે? વળી અનેક પવિત્ર ક્ષેત્રો છતાં બ્રહ્માજીએ આ ક્ષેત્ર કેમ બનાવ્યું અગર સર્વ ક્ષેત્રોમાં આ ક્ષેત્રો આદ્ય છે કે શું? (૫) શ્રીશંકરના પ્રવિત્ર ધામનું

शिवस्य वर्णितं धाम विष्णोश्च विदुषात्वया ।
ब्रह्मक्षेत्रस्य माहात्म्यं श्रोतुं समुत्सुका वयम् ॥ ६ ॥
सूतउवाच—साधु पृष्टं महाबुद्धे ! लोकानां हितकारकम् ।
यच्छ्रुत्वा मुच्यते जन्तु रज्ञानभवबन्धनात् ॥ ७ ॥
पृष्टवानसि यत्प्रश्नं तत्पृष्टं शिवया शिवम् ।
गुरुपरंपराप्राप्तं श्रृणुष्व गदतो मम ॥ ८ ॥
शिवउवाच—यदा हिमालयेऽपर्णे ? विवाहः सम्बभूव मे ।
त्वयासह महादेवि । सुलग्ने शुभमध्यमे । ॥ ९ ॥
रूपं दृष्ट्वा तदा गौरि ! [illegible]दिः समागतः ।
कामाविष्टः सुरज्येष्ठो वीर्य (तेज) भ्रष्टो बभूवह ॥१०॥
स्वतेजो निर्गतं वीक्ष्य तेन लज्जान्वितो विधिः ।
आगत्याधोक्षजद्वारे तस्य वै शरणं गतः ॥११॥

---

અને શ્રીવિષ્ણુભગવાનના પરમ પદનું વર્ણન અમારા સાંભળવામાં આવ્યું પણ બ્રહ્માજીના ક્ષેત્રનું મહાત્મ્ય બાકી છે તે હવે કહો ? (૬) આમ શૌનક મુનિનાં પ્રશ્નો શ્રવણ કરી સૂતપૌરાણીક શૌનક આદિ મહર્ષિઓને તેમની પ્રશંસા કરી આનંદમય બનાવિ જણાવવા લાગ્યા કે હે મહાબુદ્ધિમન્ તમારૂ પ્રશ્ન ઘણુંજ શ્રેષ્ટ છે કારણ કે તમારા પ્રશ્નના ઉત્તમ સંવાદની ચર્ચા સાંભળી પ્રાણી કર્તવ્ય શૂન્ય જન્મ મરણથી—અજ્ઞાન સંસાર બંધનથી મુકત થાય છે. (૭) હે બ્રહ્મન્! તમે મને જે પ્રશ્ન કર્યું તે પૂર્વે કૈલાસમાં બીરાજેલાં પાર્વતીએ મહાદેવને કરેલું હતું. એ વૃત્તાંત ગુરૂ પરંપરાથી મ્હારા જાણવામાં આવેલું છે તે હું તમને કહીશ તે શ્રવણ કરો. (૮) શ્રીપાર્વતીદેવીને પ્રશ્નના જવાબમાં શ્રીશંકર કહે છે કે હે અપર્ણે (માયે) ! જ્યારે હિમાલય દેવને ત્યાં ત્હારો મારા સાથે સંબંધ ( લગ્ન ) થયો. તે સમયે બ્રહ્માજી, શ્રીવિષ્ણુ, અને ઇન્દ્રાદિ દેવો દર્શન માટે આવ્યા હતા. (૯) ત્યારે હે મહામાયે ! ત્હારૂ અલૌકિક—અનુપમ રૂપ દેખી બ્રહ્માને પોતાના સ્વરૂપની શુદ્ધિ રહી નહિ રજોગુણથી આવૃત થઈ મનોબળ દ્દઢ રાખી શકયા નહિ અને તેમના વીર્ય—બળ—તેજનો ભંગ થયો. (૧૦) તેમ થવાથી બ્રહ્માજી તત્ક્ષણ વિચારમાં પડી પશ્ચાત્તાપ કરવા લાગ્યા. અને શરમિંદા થઇ શ્રીવિષ્ણુને શરણે ગયા. (૧૧) બ્રહ્મદેવ શ્રીવિષ્ણુની સ્તુતિ કરતાં જણાવવા

विधिरुवाच—देवदेव जगन्नाथ ! पातकं श्रृणुमे प्रभो ! ।
सतीं हैमवतीं दृष्ट्वा तेजभंगो बभूवह ॥१२॥
तद्दोषेण विमुक्तोऽहं स्वस्वरूपात् करोमि किम् ।
वेदेष्वप्यज्ञता जाता मम तेनैव कर्मणा ॥१३॥
अत स्तत्प्राप्तिकामाय वदमह्यं जनार्दन ! ।
किं कृत्वा प्राप्नुयां सर्वं निरस्तं यन्मया विभो ! ॥१४॥
विष्णुरुवाच—पातकस्य विधानं तत् कुरु त्व मवनी तले ।
भारते विद्यते क्षेत्रं जम्बूद्वीपे ह्यनुत्तमम् ॥१५॥
गत्वा तत्र शिवं ध्यात्वा द्विजान् वेद विशारदान् ।
आहूय सत्वरं सत्रं कुरुष्व मदनुज्ञया ॥१६॥
इति हरे र्वचः श्रुत्वा परमेष्ठी स्वात्मसिद्धये ।
आगत्य भूतले देवि ! सत्रं कर्तुं समुद्यतः ॥१७॥

---

લાગ્યા કે હે દેવાધિદેવ ! જગત્ પાલક ! મારાથી જે પાપ બન્યું છે તે શ્રવણ કરો શિવપાર્વતીના લગ્ન સમયે સતી પાર્વતી દેવીનું અદ્ભૂતરુપ દેખી મારા અંતઃકરણમાં વિક્ષેપ થયો, વળી તેથી વીર્ય—આત્મબળ નષ્ટ થયું છે. (૧૨) તે દોષથી મારૂ શું કર્તવ્ય છે તેની મને શુદ્ધિ તેમજ વેદ સંબંધી જ્ઞાન—આત્મ સ્વરૂપનું જ્ઞાન રહ્યું નથી, એમ લાગે છે. (૧૪) માટે હે ભગવાન્ વેદ સંબંધી—ઇશ્વરીજ્ઞાન પુનઃ પ્રાપ્ત થાય એવો કયો ઉપાય છે કે જેથી મારા હાથે નષ્ટ કરેલું તેજ—બળ મારામાં પુનઃ ઉત્પન્ન થાય. (૧૪) બ્રહ્માજીની સ્તુતિ સાંભળી શ્રી વિષ્ણુભગવાન કહે છે કે હે બ્રહ્મન્ ! તમોએ કરેલા પાપને દૂર કરવા માટે ઉપાય એ છે કે પૃથ્વીના નવખંડોમાં જંબુદ્વિપ છે. ત્યાં એક ઉત્તમ ક્ષેત્ર છે (૧૫)

ત્યાં જઇ શિવ—પરમ કલ્યાણરૂપ પરબ્રહ્મનું ધ્યાન કરનાર અને વેદશાસ્ત્રને જાણનાર પરમ પવિત્ર ઋષિ વિપ્રોને બોલાવી યજ્ઞનો આરંભ કરો તેથી તમારૂ માનસ પાપ દૂર થશે (૧૬) શ્રીશંકર પાર્વતી દેવીને કહે છે કે હે દેવી ! એ પ્રમાણે બ્રહ્માજી વિષ્ણુ પરમાત્માની સમ્મતિ લઇ નષ્ટ થએલુ આત્મબળ પુનઃ પ્રાપ્ત કરવા માટે પૃથ્વીપર આવી ઉપરોક્ત ક્ષેત્રમાં મહા યજ્ઞનો આરંભ કરવા લાગ્યા (૧૭) ત્યાં બ્રહ્માજીના મહા યજ્ઞ માટે

तस्मिन्भवश्च विष्णुश्च शक्राद्या देवता स्तथा ।
आगता ब्रह्मणा सार्कं यत्र क्षेत्र मनुत्तमम् ॥ १८ ॥
परिमीय ततः क्षेत्रं मुक्ति साधन सिद्धिदम् ।
योजनैकप्रमाणेन निर्मितं विश्व कर्मणा ॥ १९ ॥
हेमप्राकारसंविष्टं रम्यहर्म्यैः सुशोभितम् ।
चतुर्विंशतिसंख्याभिः पुरद्वारैः समान्वितम् ॥ २० ॥
नगरस्योत्तरे भागे धनदो रक्षकः स्थितः ।
पूर्वे शक्रो यमो याम्ये जले जलाधिप स्तथा ॥ २१ ॥
आग्नेय्यामग्नि रीशान ईशानो रक्षको मरुत् ।
वायव्ये निर्ऋतिर्न्यस्तो नैर्ऋत्यां च दिशि क्रमात् ॥२२॥
ततोजलं विनिक्षिप्य भूतले हि कमण्डलोः ।
उद्भाविता शुभागंगा मुक्तिदा परमेष्ठिना ॥ २३ ॥
दशयोजनाविस्तीर्णा हिरण्याख्या सुमंगला ।
स्मरणं कुर्वतां नृणां पापौघानां प्रणाशिनी ॥ २४ ॥

---

ભગવાન શંકર શ્રી વિષ્ણુ અને ઇન્દ્રાદિ દેવતાઓ આવ્યા (૧૮) જે ઉત્તમ ક્ષેત્ર મુક્તિના સાધનરૂપ અને સિદ્ધિ આપનારૂ તેમજ તેમાં વાસ કરવાથી અંતઃકરણની શુદ્ધિ કરનારૂ તેનું વિશ્વકર્મા પાસે માપ કરાવી એક યોજન વિસ્તારવાળુ નગર બનાવવા આરંભ કર્યો (૧૪) નગરની આજુબાજુ સોનાનો ઉત્તમ નકસીવાળો કોટ બનાવી તેમાં ચોવીસ દરવાજા મૂકી ભવ્ય નગરની રચના કરાવી (૨૦) વળી નગરની રક્ષા માટે પૂર્વ બાજુએ ઇન્દ્ર દેવના સ્થાનની રચના કરી તેમજ દક્ષીણુ બાજુની રક્ષા માટે યમ દેવને સ્થાનપૂર્વક યોજ્યા અને પશ્ચિમ દિશાની દ્રઢતા માટે વરૂણનું સ્થાપન કર્યું વળી ઉત્તર દિશાની રક્ષા માટે કુબેર દેવને યોજ્યા (૨૧) અગ્નિ કોણમાં અગ્નિ દેવ, ઇશાન કોણમાં ઇશ્વર, તેમજ વાયુ કોણમાં વાયુ દેવ, અને નૈઋત્ય કોણમાં નૈઋત દેવને રક્ષા માટે યોજ્યા (૨૨) પછી બ્રહ્માજીએ ધ્યાન કરી કમંડલુમાંથી જલનો પ્રક્ષેપ કરી ગંગાજી ઉત્પન્ન કર્યાં તે નગર વચ્ચે વહન કરવા લાગ્યાં (૨૩) સ્મરણ કરનાર મનુષ્યોનું પાપ દગ્ધ કરનાર ગંગાજી દશ યોજન વિસ્તારવાળાં બ્રહ્માજીની ઇચ્છાથી અને તેમના આવાહનથી પ્રાપ્ત થએલાં હોવાથી તેમનું હિરણ્યાખ્યા ગંગા એવું પવિત્ર નામ કહેવાયું (૨૪) હે દેવી ! જે

यस्यां स्नाने कृते देवि ! स्वप्ने न दृश्यते यमः ।
श्राद्धे चैवकृते तस्यां पितरो यान्ति सद्गतिम् ॥ २५ ॥
यथावै गोमतीनीरं यथा च जाह्नवीजलम् ।
तथा हिरण्य गङ्गाया जलं पाप विशोधनम् ॥ २६ ॥

इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये पुरोत्पत्ति कथनंनाम प्रथमोऽध्यायः

---

## ॥ द्वितीयोऽध्याय ॥

सत्युवाच—देवदेव ! महादेव ! कथय त्वं दयानिधे !
कथं विधेर्गतं पापं कृतं किं च ततः परम् ॥ १ ॥
शिवउवाच—आमान्त्रितास्ते नयो ब्रह्मणाऽऽज्ञापिता स्ततः ।
यूय मटत खे विप्राः सावित्रीं युवतीं प्रति ॥ २ ॥

---

હિરણ્યાખ્ય ગંગાની અંદર સ્નાન કરે તેને સ્વપ્નમાં પણ યમ—ભયંકર શાસક—દુષ્ટ ભાવ દેખાતો નથી અને દેવ પિતૃઓને ઉદ્દેશી શ્રાદ્ધાદિ પવિત્ર ક્રિયાઓ કરવાથી પિતરોની સદ્દગતી થાય છે (૨૫) જેવું ગોમતી ગંગાનું જલ પવિત્ર ગણાય છે અને જેવું ભાગીરથી ગંગાના ઉદકનું માહાત્મ્ય છે તેવુંજ સર્વ પાપોને દગ્ધ કરનારૂ શ્રીહિરાણ્યાખ્યા ગંગાનાં પવિત્ર જલ પ્રવાહનું માહાત્મ્ય છે. (૨૬)

ઇતિશ્રી ભાવાર્થ દ્યોતિની ગુર્જર ટીકાન્વિતે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યે પુરોત્પત્તિ કથનં નામ પ્રથમો અધ્યાય સમાપ્ત.

---

## ( અધ્યાય બીજો. )

દેવી કહે છે કે, હે મહાદેવજી ! બ્રહ્માજીએ યજ્ઞ કેવી રીતે કર્યો, તેમજ તેમનું પાપ કેવી રીતે દૂર થયું, અને ત્યાં પછી તેમણે શું કર્યું; તે કહો. (૧) શંકર કહે છે—કે, હે માયે ! બ્રહ્માજીએ આમંત્રણ કરેલા બ્રાહ્મણોને આજ્ઞા કરી કે, મ્હારા સાથે યજ્ઞ કાર્યમાં ભાગ લેવા સતી સાવિત્રીને (खे—) સત્ય લોકમાં (अट—) જઈ બોલાવવા તજવીજ કરો(૨)

ब्राह्मणा ऊचुः—आज्ञया भवतः शीघ्रं गच्छत्येको महामुनिः ।
आनेष्यति स सावित्रीं यज्ञकार्याय वै ध्रुवम् ॥ ३ ॥
तथेत्युक्त्वा ततो ब्रह्मा यज्ञकार्ये प्रयुक्तवान् ।
अवशिष्टान् मुनीन् सर्वा नन्यकार्येष्वयोजयत् ॥ ४ ॥
पश्चादेकं मुनिं प्राह गच्छ ब्रह्मपुरीं मम ।
सावित्रीं श्रीमतीं नीत्वा तूर्णमागच्छ खेऽटक ॥ ५ ॥
गत्वानत्वा च सावित्रीं द्विजस्तां प्रत्युवाचह ।
यज्ञार्थं ब्रह्मणाऽऽहूताऽऽगन्तव्य मधुना नघे ॥ ६ ॥
नायान्तीं तां समालोक्य सपरावर्तयत् सुधीः ।
धाम्न्यागत्य विधेः श्रेष्ठे कथितं तत् सविस्तरम् ॥ ७ ॥

---

બ્રાહ્મણોએ કહ્યું કે, હે પિતામહ ! આપની આજ્ઞાનુસાર બ્રાહ્મણોમાંથી એકને આજ્ઞા કરો કે, તે સતી સાવિત્રી દેવીને તેડી લાવવા સામર્થ્યવાન બને; તેમ સારી રીતે યજ્ઞનું કાર્ય પણ જલદીથી શરૂ થાય, (૩) ઋષિઓની વાત પિતામહે માન્ય કરી એક વિપ્રને સત્ય લોકમાં મોકલવા માટે તથા યજ્ઞ કાર્યમાં જોઇતી સામગ્રી તૈયાર કરવા–કરાવવા, તેમજ બાકી ઋષિઓની અન્ય કાર્યમાં યોજનાનો વિચાર કરવા લાગ્યા. (૪) બ્રહ્માજી પ્રસન્ન થઇ સહચારિણી સાવિત્રી પત્નીને (બોલાવવા માટે) ઉપર પૈકી એક ઋષિને આજ્ઞા કરી કે, હે બ્રહ્મન્ ! (त्वंखेऽअट) તું આકાશમાં ગમનકર તને તમામ જગતોમાં ફરવા જવાનું સામર્થ્ય આપું છું. તે વડે સત્ય લોકમાં જઇ, સતી પ્રિયા (સાવિત્રી) ને લાવ. (૫) પિતામહની આજ્ઞા લઇ, ઉપરોક્ત બ્રાહ્મણ સત્યલોકમાં આવી સાવિત્રી દેવીને સવિનય પ્રણામ કરી પ્રાર્થનાપૂર્વક વિનંતિ કરવા લાગ્યો કે, હે માત: ! શ્રીબ્રહ્મક્ષેત્રમાં પિતામહ–બ્રહ્માજીએ પોતાનું માનસ પાપ દૂર કરવા માટે મહા યજ્ઞ આરંભ્યો છે, ત્યાં પધારો; અને યજ્ઞનું કામ પૂર્ણ કરો. સાવિત્રીએ પોતાના સ્વામીનાથ બ્રહ્માજીની વાત બ્રાહ્મણના મુખથી સાંભળી તેમના માનસ પાપ વિષે તિરસ્કાર લાવી યજ્ઞમાં આવવા ઇચ્છા જણાવી નહીં તે જોઇ વિચારશીલ બ્રાહ્મણે તે વાતનો તુર્ત વિચાર બાંધી, સત્ય લોકમાંથી બ્રહ્મ ક્ષેત્રમાં આવી સાવિત્રી દેવીના મનમાં ઉત્પન્ન થયેલો સંકેત બ્રહ્માજીને વિસ્તાર પૂર્વક દર્શાવ્યો (૬, ૭) એ પ્રમાણે સાવિત્રી આવી શકયાં નહીં,

नागता सेति वै धाता द्विजै राज्ञा न धारिता ।
यज्ञादिकस्य तत् सिद्धयै विप्रसृष्टयै समुद्यतः ॥ ८ ॥
ततो निर्माय कन्यां स विमाय तां ददौ मुदा ।
सुमुखीं च सुलावण्यां सुशीलां कमलोद्भवः ॥९॥
सृष्टिं त्व मनया पुत्र ! कुरुष्व मदनुज्ञया ।
इति तस्य वचः श्रुत्वा तथेत्युक्त्वा सुमध्यमे ! ॥१०॥
उत्पादयन्नवसुतान् धीमतः सूर्य वर्चसः ।
तेभ्योऽप्यानीय चार्वङ्गयो ददौ नव युवतयः ॥११॥
एकैकस्यां सुता देवि ! सहस्राश्च प्रजज्ञिरे ।
तैः पुत्रै र्यज्ञसंभारान् समानीय विधिः खलु ॥१२॥

---

તેમજ બ્રાહ્મણો સત્યલોકમાં જવા તૈયાર થયા નહીં; તેથી તે પ્રસંગે બ્રહ્માજીએ યજ્ઞનું કામ તુર્ત બંધ રાખી શ્રી खेटक વિપ્રથી બ્રાહ્મણ સૃષ્ટિનો વિસ્તાર કરવા તથા યજ્ઞનું મુખ્ય કાર્ય તેમને હાથે કરાવવા વિચાર કરી, બ્રહ્માજીએ એક મનોહર, રૂપ, ગુણ, બલ અને અનેક સૌન્દર્ય યુક્ત કન્યા ઉત્પન્ન કરી ખેટક વિપ્રને પરણાવી ॥ ૮ ॥ ૯ ॥

વળી આજ્ઞા કરી કે, હે વિપ્ર તું સૃષ્ટિ કરવામાં સમાર્થ્યવાન્ થા—સૃષ્ટિ કર એમ પિતામહનું વચન સાંભળી; સ્વીકારી ગૃહસ્થાશ્રમમાં જોડાયેલા તે દ્વિજવરને અનુક્રમે નવ પુત્રો થયા. તેઓ સૂર્ય સમાન તેજસ્વી, વેદશાસ્ત્ર પારંગત યોગપ્રભાવથી સમૃદ્ધ અને અનેક સિદ્ધિવાળા હતા. વળી તે નવ પુત્રોને તેમની યોગ્યવયે લગ્ન કરી ગૃહસ્થાશ્રમમાં જોડયા. ॥૧૦॥૧૧॥ પછી તે નવને પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર; શિષ્ય. પ્રશિષ્ય એમ બ્રહ્મસૃષ્ટિનો વિસ્તાર થવા લાગ્યો, ત્યારે બ્રાહ્મણોદ્વારા યજ્ઞને માટે સાહિત્ય એકત્ર કરી યજ્ઞવિધાન શરૂ કર્યું. (૧૨) બ્રાહ્મણોમાંથી એકને પોતાનું બ્રહ્માસન સોંપી બીજાને આચાર્ય તથા અનુક્રમે હોતા, ઋત્વિજ એમ ઋક્ યજુષ્, સામ અને અથર્વ એમ ભિન્ન ભિન્ન અધ્યયન શાખીયકર્મના વિભાગ પરત્વે ગોત્ર, શાખાદિ પ્રથક્ બ્રાહ્મણોની યાજ્ઞિક કર્મમાં યોજના કરી, (૧૩) પ્રારંભમાં ભૂમિ શુદ્ધ કરાવીને સુવર્ણમય ખનિત્ર ખોદવાના સાધનથી શોધન કરી તે પર વિધિપુરઃસર વિશાલ અને સુંદર મંડપ તૈયાર કરાવ્યો. (૧૪)

संस्थाप्यस्वासने चैक मन्यमाचार्य कर्मणि ।
होतृस्थाने तृतीयं वै निधायान्यंश्च ऋत्विजान् ॥१३॥

संशोध्य प्रथमं भूमिं खानिता हेम लांगुलैः ।
मण्डपं च शुभञ्च चक्रे विशालं सुमनोहरम् ॥१४॥

विनिर्मितानिपात्राणि त्वष्ट्रा हेममयानि च ।
मदर्थञ्चकृतं पात्र मतीव सुमनोहरम् ॥ १५ ॥

ततः स्नातुं गताः सर्वे सावित्री नाऽऽगता यदा ।
तदादर्भमयीं कृत्वा कारितं स्वास्तिवाचनम् ॥१६॥

मातृकाश्च चतुष्षष्ठ्यः स्थापिताः स्थानतः क्रमात् ।
कृत्वातु नान्दिकं श्राद्धं द्विजानां वरणं तथा ॥ १७ ॥

संस्कारपूर्वकं कुण्डे विधिना स्थाप्य पावकम् ।
ग्रहाः सूर्यादयः साधि देव प्रत्याधि देवताः ॥ १८ ॥

---

અને યજ્ઞનાં લગતાં સોનાનાં પાત્રો, ઉપપાત્રો તેમજ રૂદ્ર પ્રીત્યર્થે રૂદ્રકલશ નામે શ્રેષ્ઠપાત્રને વિશ્વકર્મા પાસે તૈયાર કરાવ્યું (૧૫) યજ્ઞ સામગ્રીની સંપૂર્ણ તૈયારી કરી પ્રારંભનો સમય નજીક આવ્યો, છતાં સાવિત્રી આવી શકયાં નહીં ત્યારે સાવિત્રીને બદલે દર્ભ પ્રતિમાથી પત્નિની યોજના કરી મહા યજ્ઞનો આરંભ કરાવ્યો. (૧૬) સ્વસ્તિ વાચન કરી યથાસ્થાને ચોસઠ માતૃ-કાઓનું સ્થાપન કરી નાન્દી શ્રાદ્ધ અને બ્રાહ્મણોનુ ( કર્મના અંગનુ ) વરણુ કર્યું (૧૭) વળી પંચભૂ સંસ્કાર પૂર્વક મહાવિધિથી ( શિવાગ્નિ આદિ વિધિથી ) અગ્નિ સ્થાપન કરી, સ્થાનપરત્વે સૂર્યાદિ પ્રત્યેક ગ્રહ, અધિદેવ, પ્રત્યધિ દેવ વગેરેનું સ્થાપન કરી તેમનું વિધિવત્ પૂજન કરી મુખ્ય દેવ-તાનું સ્થાપન કરી પૂજનપૂર્વક વિધિ સમર્પણ કરી પૂજાવસાને હોમને માટે સમિધ હુતદ્રવ્યાદિ તથા પુષ્પો વગેરે ગોઠવી ( કુણ્કંડીકા કરી ) વેદ ઘોષથી હોમનો આરંભ કરવામાં આવ્યો. ( ૧૮, ૧૯, ૨૦, ) યજ્ઞની શરૂઆત થતાં દેવતાઓ "જય જય" શબ્દોનો ઉચ્ચાર કરવા લાગ્યા. અને બ્રહ્માજી પ્રત્યે પ્રેમથી જણાવવા લાગ્યા કે હે બ્રહ્મન! તમારૂં સર્વ પાપ દૂર થયું. અને નષ્ટ થયેલું: તેજ—બલ પુનઃ પ્રાપ્ત થયું જોઇ અમને

[illegible] विष्णुं विभुं सर्वार्थ सिद्धिदः ।
निर्गुणं सगुणाकारं सर्ववेदमयं प्रभुम् ॥ १९ ॥
संभाव्यमनसा ब्रह्मा सर्व किल्बिष नाशनम् ।
पीठमपूपुजद्भक्त्या प्रेम्णा भूत्वाथ तन्मयः ॥ २० ॥
देवा यज्ञे प्रवृत्ते वै सर्वे साध्वित्य भाषयन् ।
भगवन्ते गतं पापं पुनस्तेजो ह्यवाप्स्यासि ॥ २१ ॥
कुरु त्वं साधुकार्याणि विजयी भव बुद्धिमन् ।
कथयित्वा वचांसीति पुष्पवृष्टिं विचक्रिरे ॥ २२ ॥
जगु र्गन्धर्व पतयो ननृतु श्चाप्सरो गणाः ।
स्वयंभू र्निर्मलो भूत्वा पूजां चक्रे यथाविधि ॥ २३ ॥
इन्द्राद्याः सकलादेवाः शिवविष्णु पुरोगमाः ।
प्रसन्नमानसाभूत्वा जयेतिशब्द मब्रुवन् ॥ २४ ॥
स्वाहाकारै र्वषट्कारै ऋत्विजाश्च जुहूविरे ।
तदानभःस्पृशा ज्वाला कुण्डमध्याद्विनिर्गता ॥ २५ ॥

---

અત્યંત આનંદ થાય છે (૨૧) વળી હે દેવવર! તમે અનેક સત્કાર્યો કરો અને તેમાં તમને વિજય મળો એમ સંભાષણ કરતાં દેવતાઓએ પુષ્પ વૃષ્ટિ કરી (૨૨)ગંધર્વો ગાયન કરવા લાગ્યા અને અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. નિષ્પાપ થયેલા બ્રહ્મદેવે સ્થાપિત દેવતાઓની અને યજ્ઞની ઉત્તર પૂજા વિધિવત કરી, તે સમયે શિવ (હું) તથા વિષ્ણુ, બૃહસ્પતિ, ઇન્દ્રાદિ દેવો વગેરે પ્રસન્ન અન્તઃકરણવાળા થઇ "જય જય" શબ્દો બોલવા લાગ્યા (૨૩ ૨૪) શ્રી મહાદેવજી કહે છે—કે હે દેવિ! બ્રહ્માજીના મહા યજ્ઞની પૂર્ણાહુતિ સમયે બ્રાહ્મણો સૂક્ત મંત્રોને અન્તે "स्वाहा, वषट् ઇત્યાદિ પવિત્ર ઉચ્ચાર કરતા હતા. અને કુંડમાંથી નીકળતી જવાળા જાણે આકાશ સુધી પહોંચી હોય તેમ માલુમ પડતી હતી. (૨૫) તદનંન્તર સર્વ દેવતાઓ યજ્ઞ કરાવનાર મહામુનિઓ સાથે બ્રહ્માજીને લઇને બ્રહ્મનદી શ્રીહિરણ્યાખ્યાના સંગમપર આવ્યા (૨૬) ત્યાં મહર્ષિઓએ સ્વસ્તિ વાચન કરી પિતામહને અવભૃથ સ્નાન કરાવ્યું. ત્યારે બ્રહ્માજીએ બ્રાહ્મણોને દક્ષિણા આપી અને દેવો સાથે પોતાના સ્થાનપર આવ્યા (૨૭)

यज्ञंसमाप्यवै सर्वे ब्राह्मणास्तत्र संगताः ।
पितामहं पुरस्कृत्य ब्रह्मनद्याश्च संङ्गमे ॥ २६ ॥
कारयित्वाह्यवभृथं स्वास्तिवाचन पूर्वकम् ।
गृहित्वाद.क्षिणां पश्चात्पूर्वस्थानं समागताः ॥ २७ ॥
इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये यज्ञवर्णनं नामद्वितीयोऽध्यायः॥

## ॥ अथ तृतीयोऽध्यायः ॥

पार्वत्युउवाच–सावित्री नाऽऽगता कस्माद् धात्रान्या स्त्रीकथं कृता ।
एतन्मे संशयं छिन्धि कृत्वा तु मय्यनुग्रहः ॥ १ ॥
सूतउवाच–इतिदेव्या कृतः प्रश्नो गिरिशं प्रति शौनक !
प्रसन्नमनसो भूत्वा पार्वतीं प्रत्युवाचह ॥ २ ॥

---

## ( અધ્યાય ત્રીજો. )

શ્રી પાર્વતી દેવી સ્વામીનાથ શ્રી શંકરને કહે છે–કે, હે ભૂતપતે! બ્રહ્માજીના યજ્ઞમાં તેમનાં ધર્મપત્ની સાવિત્રી દેવી કેમ ન આવ્યાં ? તેમજ તેમને બદલે બીજાં પત્નીની યોજના કેમ કરી ? એ બાબતે મને સંશય છે. તો કૃપા કરી દૂર કરો (૧) સૂતપૌરાણિક શૌનકાદિ મુનિવરોને કહે છે–કે, એ પ્રમાણે પાર્વતી દેવીએ મહાદેવજીને બ્રહ્માજીના ગૃહસ્થાશ્રમની માર્મિક હકીકત પ્રેમથી પૂછી તેથી શ્રી મહાદેવ પ્રસન્ન થઇ ગૃહસ્થાશ્રમમાં રહેલા કેવા કેવા પ્રણય કલહો અને પરસ્પરના માનસિક દોષો તેમજ પતિ પત્નીના ધર્મો કેવા પ્રકારથી જુદી જુદી રીતે સમજાવવામાં આવે છે. અને તે કેવી યુક્તિ પૂર્વક દૂર કરવામાં આવે છે તે કહું છું. જો કે, આ હકીકતનો ખુલાસો આવી ગયો છે તો પણ સ્ત્રી સ્વભાવને લીધે તમારૂં પુનઃ પ્રશ્ન થયું તેથી હું તમને ફરીથી કહીશ (૨) શ્રી શંકર કહે છે કે, હે દેવિ ? ગૃહસ્થાશ્રમનું સપૂર્ણ સુખ વૈભવ અને માનસિક–આત્મિક સ્થિતિ ઉચ્ચ કરવા માટે; શ્રેષ્ટને કે સામાન્ય વર્ગને એકજ પત્ની કરવી યોગ્ય છે. છતાં સર્વોપદેશક સર્વ પિતામહ બ્રહ્માજીને ખાસ કારણથી ધાર્મિક આપત્તિને લીધે અને સુષ્ટિના સુખ–લાભાર્થે બીજી સ્ત્રીનો સ્વીકાર કરવો

शिवउवाच—शृणु देवि ! प्रवक्ष्यामि [illegible] कारणम् ।
योषिता ब्रह्मणो जाता साद्यापि वर्तते स्थिरा ॥ ३ ॥
एकदा सागता देवी सावित्री स्नान साधने ।
आहूता ब्रह्मणा ताव यज्ञकर्म चिकीर्षुणा ॥ ४ ॥
तदाऽऽयाता न सा देवी स्वाङ्गशोधन तत्परा ।
ततश्च प्रेषयद्ब्रह्मा विप्रन्तं सुविचक्षणम् ॥ ५ ॥
गच्छ त्वं त्वरितं पुत्र ! यत्रास्ते जननी तव ।
आनय मम पार्श्वे तां सुशीलां कमलेक्षणाम् ॥ ६ ॥
तथाऽऽदिष्टोगतो यत्र सांस्थिता जननी स्वका ।
दृष्ट्वा तत्र जगद्धात्रीं नत्वा च पुरतः स्थितः ॥ ७ ॥

---

પડયો. વળી બીજી સ્ત્રી થવાનાં બીજાં પણ કેટલાંક કારણો છે. તે આગળ કહીશ, આ બન્ને સ્ત્રીઓ હજુ પણ વિદ્યમાન છે (૩) હે દેવિ ? બ્રહ્માજીએ મહા યજ્ઞની શરૂવાત કરી તે પ્રસંગે પત્ની સાવિત્રીની જરૂર પડી સ્વાવિત્રીએ સ્વામી બ્રહ્માનું કરેલું માનસ પાપ જાણ્યું. તેથી તેમના મનમાં રોષ થયેલો હતો છતાં, પોતાના પત્નીધર્મને સાચવી સ્વામીને ઠપકો આપવાની જીજ્ઞાસાથી મહા યજ્ઞના આરંભની વખતે જાણી જોઇ સ્નાનાદિ પ્રસાધન માટે ગયાં તે પ્રસંગે બ્રહ્માજીએ તેમને બોલાવવાની ઇચ્છા કરી. (૪) પણ બ્રહ્માજી તે વાત સમજ્યા હતા કે, સાવિત્રી ઉપરોકત કારણુને લીધે સ્નાનનું નિમિત્ત કરી ગયાં છે, માટે આવશે નહીં. છતાં શુભ કાર્યના પ્રારંભમાં ધર્મ પત્નીની મદદની જરૂર હોવાથી તેમજ સદા પતિવ્રતા સ્ત્રીઓનું મન સર્વ રીતે સંપાદન કરવું એ ખાસ પતિધર્મ હોવાથી તેમનું આગમન કરવા એક વિવેકી બ્રાહ્મણને બોલાવ્યો (૫) બ્રાહ્મણે આવી બ્રહ્માજીને નમસ્કાર કરી પૂછ્યુ, હે પિતામહ ? શી આજ્ઞા છે ? ત્યારે તેમણે કહ્યું; કે હે વિદ્વન્ પુત્ર ! તું જલદી જા, અને કમલને-ત્રવાળી સતી ત્હારી માતા સાવિત્રી દેવીને જ્યાં હોય ત્યાંથી મારી સમીપે બોલાવી લાવ આમ પિતાની આજ્ઞા લઇ તે બ્રાહ્મણ જ્યાં સાવિત્રી બીરા-જેલાં હતાં, ત્યાં ગયો માતાને પ્રણામ કરી ઉભો રહ્યો. (૬, ૭) આ-વેલા બ્રાહ્મણને સાવિત્રી માતાએ પતિ પ્રત્યે થયેલો ગુપ્ત ભાવ સાંકેતિક

तं दृष्ट्वा प्राह देवी पुत्र त्वं कथ मागतः ।
सत्वरं ब्रूहि तत्सर्वं मत्पार्श्वे स्वस्तिरस्तु ते ॥ ८ ॥

विप्र उवाच—प्रेषितोऽहं पुनःपित्रा तवागमनकांक्षया ।
आगन्तव्यं त्वया तत्र यत्रास्ते मत्पिता विधिः ॥ ९ ॥
यज्ञार्थं विधिनाऽऽहूता त्वं जनन्यब्ज योनिना ।
आगामिष्यासि वै तत्र तदा यज्ञो भविष्यति ॥ १० ॥

सावित्र्युवाच—पुत्रालंकारकान्धृत्वाऽऽगमनं मे भविष्यति ।
विधिं त्वं कथय प्राज्ञ ! सर्वबुद्धिमतां वर ! ॥ ११ ॥
इतिदेव्या वचः श्रुत्वा विप्रोऽसौ विधिसंन्निधौ ।
आगत्यतं प्रतिप्राह देव्या यत्कथितं वचः ॥ १२ ॥
ब्रह्मापि तद्वचः श्रुत्वा कृत्वादर्भ मयीं स्त्रियम् ।
गायत्री त्याभिधानेन साविख्याताऽभवत्तदा ॥ १३ ॥
ब्रह्मपत्नी वेदमाता कथिता विबुधै स्तदा ।
एतत्सर्वं समाख्यातं यत्पृष्टं गिरिजे ! त्वया ॥ १४ ॥

---

ભાષામાં જણાવતાં પહેલાં કહ્યું કે, હે પુત્ર ! ત્હારૂં આગમન કેમ થયુ ? તને મારા તરફથી સર્વ પ્રકારે સુખ પ્રાપ્ત થાઓ, વળી તું જે સંદેશ લઇ આવેલો હોય તે વિસ્તારપૂર્વક કહે (૮) બ્રાહ્મણ કહે છે—કે, હે માતઃ ? તમારૂં આગમન કરવા માટે મારા પિતાએ મને મોકલ્યો છું. માટે જે ક્ષેત્રમાં પિતામહ બીરાજે છે, તે સ્થાને કૃપા કરી પધારો ( ૯ ) તમને બોલાવવાનું કારણ એ છે કે, બ્રહ્માજીએ પોતાનું માનસપાપ દુર કરવા માટે બ્રહ્મક્ષેત્રમાં મહાયજ્ઞ આરંભ્યો છે. ત્યાં આવશો ત્યારે યજ્ઞની શરૂઆત થઇ શકશે (૧૦) સાવિત્રી માતા કહે છે—કે, હે પુત્ર ! મેં વસ્ત્રાલંકારાદિ ધારણ કર્યાં નથી. (૧૧) એવું સાવિત્રી દેવીનું વચન સાંભળી બ્રહ્માજીની પાસે આવી દેવીએ કહેલા સર્વ સમાચાર કહ્યા ( ૧૨ ) બ્રહ્માજીએ બ્રાહ્મણનુ વચન સાંભળી દર્ભ મૂર્તિમાંથી માંત્રિક—યૌગિક બળથી એક અદ્દભૂત સ્ત્રી પ્રકટ કરી અને તેનું " ગાયત્રી એવું નામ પ્રસિદ્ધ કર્યું (૧૩) તે સમયથી દેવતાઓએ ગાયત્રીને વેદમાતા અને બ્રહ્મપત્નિ એમ કહેવા માંડયું. એમ મહાદેવજીએ પાર્વતીજીએ પૂછેલા પ્રશ્નોનો જવાબ આપ્યો.

पार्वत्युवाच—देवदेव महादेव ! सामगानां कृपाकर !
सावित्र्या किंकृतं पश्चात्तद्ब्रूहि शशिशेखर ! ॥ १५ ॥
शिवउवाच—आगता सा पुनस्तत्र सावित्री यज्ञ हेतवे ।
धात्रासहैवगायत्रीं दृष्ट्वा रोषान्विताऽभवत् ॥ १६ ॥
तदासमस्तै स्त्रिदशै र्धातारं कथितं वचः ।
सावित्रीं सृष्टिकर्त्रीं च गायत्री मुक्तिदायिनी ॥ १७ ॥
स्थाप्ये उभे च ते देव्यौ भवतःसन्निधौ विधे ! ।
श्रुत्वा वचांसि देवानां वामभागेन्यवेशयत् ॥ १८ ॥
देवास्तद्दिन मारभ्य वसन्त्यत्र ह्यगोचराः ।
पुण्यक्षत्रामिति ज्ञात्वा वसन्तिं मुनयोऽपिवै ॥ १९ ॥
केचिच्च दक्षिणे भागे केचिद्वामे तथाऽमराः ।
केचिदग्रे तथा पृष्ठे वसान्ति सर्वदा शिवे ! ॥ २० ॥

---

(૧૪) પાર્વતી કહે છે—હે દેવાધિદેવ ! મહાદેવ ! વેદવેત્તા પુરૂષોપર કૃપા કરનાર સ્વામિન્! બ્રહ્માજીએ યજ્ઞકાર્યમાં ગાયત્રીદેવીને પત્નિ તરીકે સ્વીકાર કર્યા બાદ સાવિત્રી દેવીએ શું કર્યું? અને તેમની શી સ્થિતિ થઇ તે કહો. (૧૫) ત્યારે મહાદેવજી કહે છે—હે દેવિ ! બ્રહ્માજીએ ગાયત્રીદેવીનો પત્નિ તરીકે સ્વીકાર કરી મહાયજ્ઞ ચાલુ કર્યો તે પ્રસંગે તેમનાં પ્રથમ પત્નિ સાવિત્રી દેવીનું યજ્ઞ માટે આગમન થયું. ત્યાં સ્વામીનાથ પાસે પોતાના જેવીજ એક અનુપમ સ્ત્રી જોઇ સાવિત્રીને ક્રોધ થયો. (૧૬) ત્યારે દેવતાઓએ સાવિત્રી દેવીને પતિ—પત્નિના ધર્મ તેમજ બ્રહ્મની ઉભય શક્તિનો મર્મ સમજાવતાં કહ્યું કે, બ્રહ્મમૂર્ત્તિમાં સૃષ્ટિ કરવાની શક્તિ તરીકે પત્નિરૂપી સાધન તમે છો, અને તે સૃષ્ટિમાં જ્ઞાનશક્તિ ફેલાવી, મુક્તિને આપનાર ગાયત્રીદેવી પત્નિ તરીકે સાધન રહો. (૧૮) એમ પાર્વતીદેવીનું શંકરે સાવિત્રી—બ્રહ્માનો ઇતિહાસ કહી સમાધાન કર્યું અને બ્રહ્મક્ષેત્રનું મહાત્મ્ય જણાવતાં કહે છે કે—હે દેવિ ! એ પૂણ્યક્ષેત્રમાં દેવતાઓ નિરંતર વાસ કરે છે, તેમજ યોગી સમાધિ વડે બ્રહ્મનું એકાન્તિક ધ્યાન કરવા માટે ઋષિવરો પણ વસે છે. હે દેવિ ! એ ક્ષેત્રમાં કેટલાક દેવતાઓ દક્ષિણ ભાગમાં, કેટલાક વામ ભાગમાં અને બ્રહ્મમૂર્ત્તિની આગળ અને પાછળ

तस्मिन् क्षेत्रे समस्तेवै न भूमिर्देवतां विना ।
वसन्ति तत्रये लोका न तेषां दुष्करं क्वचित् ॥ २१ ॥
पापनाशन मित्येव मितिहासं पुरातनम् ।
यस्यस्मरणमात्रेण मुच्यते महतो भयात् ॥ २२ ॥
तस्मिन् क्षेत्रे कृतं पुण्यं फलं शतगुणं भवेत् ।
पुण्य पुञ्जकरं क्षेत्र मित्थं परमेष्ठि निर्मितम् ॥ २३ ॥

इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये गायत्र्युत्पात्ति वर्णनंनाम तृतीयोऽध्यायः

## ॥ अथ चतुर्थोऽध्यायः ॥

दुर्गोवाच—संशयो मम चित्तेऽस्ति तद्‌ब्रूहि भक्तवत्सल !
विदुषां तापसानां वै धात्रा काऽऽजीविका कृता ॥१॥

---

પણ વસે છે. (૧૯-૨૦) વળી એ ક્ષેત્રમાં લેશ માત્ર પણ દેવયોનિ વિના અન્ય યોનિ-ભૂતાદિનો સંચાર થતો નથી. વળી એ સ્થાને સત્ કર્મ અને ધર્માચરણ કરી બ્રહ્મનું ધ્યાન કરતા લોકોને પાપ બાધ કરી શકતું નથી. (૨૧) હે સુંદરિ! સર્વ પાપો નાશ કરનારૂં અને સ્મરણ માત્રથી ભયભીત અંતઃકરણને આનંદ આપનારૂં બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય તમને કહ્યું. (૨૨) તે ક્ષેત્રમાં કરેલું પૂણ્ય સોગણું થાય છે. એટલુંજ નહિ પણ કરોડો પાપરાશી-પાપના ઢગલા નાશ પામી પૂણ્યનો પ્રભાવ-મનની અત્યંત શુદ્ધિ થાય છે. કારણ કે એ ક્ષેત્ર સ્વયં બ્રહ્માજીના વાસ માટે નિર્માણ કરાયેલું છે. (૨૩)

"ઇતિશ્રી ગુર્જર ભાષાયાં ભાવાર્થ દ્યોતિની ભાષા ટીકાસમેતે શ્રી બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યે ગાયત્ર્યુત્પત્તિનામ તૃતિયોઽધ્યાયઃ"

## (અથ ચતુર્થોઽધ્યાયઃ)

દુર્ગા-પાર્વતી કહે છે કે, હે ભક્તવત્સલ! સ્વામિન્! બ્રહ્માજીએ બ્રાહ્મણોની સૃષ્ટિનો વિસ્તાર કરી અધ્યયન અધ્યાપનાદિ બ્રહ્મવૃત્તિમાં સમય વ્યતીત કરનારા દ્વિજો માટે પોષણની વ્યવસ્થા શી કરી? તે કહો (!)

सूतउवाच–इतिदेव्या वचःश्रुत्वा शिवः प्रोवाच शौनक !
शिवउवाच–धात्रा तत् सुचिरं ध्यात्वा यत्कृतं कथयामिते ॥२॥

ब्रह्मानुग्रहितः विप्रो यद् गार्हस्थे स्थितोऽभवत् ।
सुतानुत्पादयामास सुशीलान्नवकान् मुनीन् ॥ ३ ॥
जातास्तेषां मुनीनां वै चतुर्विंशात्मजाः शुभाः ।
ते पृथग् गोत्रिणो जाताः पुत्रपौत्र प्रपौत्रकैः ॥ ४ ॥
ते सुतास्तं विधिं प्रोचुः किं कुर्याम पित र्वयम् ।
वेदान् पठध्वामिति सोऽवदद्ब्रह्मा प्रसन्नहृद् ॥ ५ ॥
ततः पोषण कार्याय वेदाध्यायि द्विजन्मनाम् ।
विधात्रोत्पादिता वैश्या स्तऊचुः करसंपुटाः ॥ ६ ॥

---

સૂતપૌરાણિક કહે છે–કે, હે શૌનક ? દેવી પાર્વતીનું વચન સાંભળી મહાદેવજી કહે છે, બ્રહ્માજીએ બ્રાહ્મણોના જીવનની રક્ષા માટે જે વ્યવસ્થા કરી તે તમારા આગળ કહું છું. હે પાર્વતિ ! બ્રહ્માના કાર્યથી અને તેમની આજ્ઞા પાલન કરેલી હોવાથી તેમજ તેમણે અપ્રાર્થિત વરદાન આપેલું હોવાથી યોગસિદ્ધિને પ્રાપ્ત થયેલ ઉપરોક્ત બ્રહ્મમંડળ માંહેનો મહામુનિ (**ખડ્ટક**) એવા નામે ઓળખાવા લાગ્યો. પછી તે બ્રાહ્મણને નવ પુત્રો થયા. (૩) વળી તે નવને જુદી જુદી કન્યાઓ પરણાવી જેથી પ્રત્યેકને બે બે પુત્ર એમ અઢાર પુત્રો થયા. તેમનાથી જુદા જુદા વંશનો વિસ્તાર વધ્યો. એમ જુદા જુદા નવ અને ચોવીસ ગોત્ર કુળવાળા અનંત તેજસ્વી બ્રાહ્મણો થયા. (૪) તેમણે બ્રહ્માજીની પ્રાર્થના કરી કે અમે શું કરીએ ? એમ માગણી કરી ત્યારે પ્રસન્ન થયેલા બ્રહ્માજીએ તેમને તેમનું વેદશાસ્ત્રોનું પઠન પાઠનાદિક કર્મ કરવા આજ્ઞા આપી. વળી બ્રહ્માજીએ વેદાધ્યયનાદિક કર્મ કરવામાંજ સમય વ્યતીત કરી જીવન ગાળનારા પવિત્ર બ્રાહ્મણોની ભરણ પોષણાદિ સેવા માટે વૈશ્યોને તેઓનાં કૃષિ–ખેતી, ગોરક્ષા–ગાયોનું પાલન અને વાણિજ્ય–વ્હેપારાદિ કર્મ સાથે ઉત્પન્ન કર્યા. ત્યારે અનુક્રમે ઉત્પન્ન થઇ વૃદ્ધિ પામેલા વૈશ્ય મહાજનો હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યા (૪, ૫, ૬) કે, હે બ્રહ્મન્ ! અમારૂં શું કર્તવ્ય છે તે અમને કૃપા કરી સમજાવો. ત્યારે શરણે આવેલા પ્રાણીની રક્ષા કરનાર પિતામહ બ્રહ્માજી

अस्माभिर्यद्विधेयन्त दाज्ञां देहि पितामह ! ।
जगादवचनं धाता प्रणतां नतवत्सल ! ॥ ७ ॥

पितामह उवाच–हे सुताः स्वस्तिवः शश्वत् कुरुत वचनं मम ।
इमे द्विजाः सत्यशीलाः साधवो धर्मचारिणः ॥ ८ ॥

परोपकृतिनः सर्वे वेदाध्ययन तत्पराः ।
प्रसन्नचित्ताः सुधियो मृडध्यान परायणाः ॥ ९ ॥

धीराः सुवचसः सर्वे क्षमायुक्ता दमान्विताः ।
अस्तेयाः सर्वदा शौचामनो निग्रह तत्पराः ॥ १० ॥

अक्रोधाः सत्यवक्तारो वह्निहोत्र समान्विताः ।
स्वाध्यायनिरतास्तेषां जीविका न भविष्यति ॥ ११ ॥

एतेषां पोषणं पुत्राः कार्यं युष्माभि रन्वहम् ।
व्यापार कुशलाः सर्वे वर्णानां पालका ननु ॥ १२ ॥

पितामहस्य वचनं श्रुत्वाभक्ति समान्विताः ।
प्राहप्राञ्जलयः सर्वे ब्रह्माणं प्राति चाम्बिके ! ॥ १३ ॥

---

કહેવા લાગ્યા. (૭) હે ઉન્મહજનજનો (ઉમ્મડ અને લાડ પુત્રો) ! હું તમને જે આજ્ઞા કરૂં તેનું પાલન કરો. અને તે આજ્ઞા એ છે કે, આ બ્રાહ્મણો સારા શીલવાળા પરોપકારી, ધર્માચરણી, સાધુવૃત્ત ધારણ કરી વેદાધ્યાયનમાં તત્પર રહેનારા તેમજ સદ્બુદ્ધિથી પ્રસન્ન ચિત્ત રાખી શિવ–કલ્યાણકારી બ્રહ્મરૂપનું ધ્યાન કરનારા છે. વળી ધૈર્યતાથી સુંદર વાણી બોલી સર્વને રંજન કરી ક્ષમા રાખી ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારા અને અસ્તેયવૃત્તિ રાખી પવિત્રપણાથી મનનો નિગ્રહ કરનારા છે. તેમજ ક્રોધ રહિત, સત્ય બોલનારા, અગ્નિહોત્રાદિકર્મ કરી અધ્યયન અધ્યાપનમાં જીવન ગાળનારા છે. તેમની રક્ષા કરવી એ તમારૂં મુખ્ય કર્તવ્ય છે. (૧૦, ૧૧) હે આયુષ્યન્ ! (ઉન્મહજનજન) પુત્રો ! ઉપરોક્ત બ્રાહ્મણોનું સતત સેવન કરી તમની ભરણ પોષણાદિ રક્ષામાં તત્પર રહી તમે વ્યાપારમાં કુશળ થશો. તેમજ સર્વે વર્ણોનું પોષણ કરવા સમર્થ થશો. (૧૨) એવું પિતામહનું વચન સાંભળી પ્રેમથી દ્રવિત અન્તઃકરણવાળા મહાજનો બ્રહ્માજી પ્રત્યે વિનંતિ કરવા લાગ્યા. (૧૩)

वश्याऊचुः—पितः केन प्रकारेण पोषणं संभविष्यति ।
द्रव्यहीना वयं सर्वे उपायं ब्रूहि सत्वरम् ॥ १४ ॥
एतेषां वचनं श्रुत्वा ध्यात्वाब्रह्मा क्षणं शिवे !
विष्णुलोकं जगामा ते यत्र दैत्य निषूदनः ॥ १५ ॥
तत्रगत्वा हरिं नत्वा प्रार्थयामास सादरम् ।
वासुदेव ! जगन्नाथ ! कंस चाणूर मर्दन ! ॥ १६ ॥
इतिब्रह्मवचः श्रुत्वा वैकुण्ठ स्तेन वै सह ।
गरुडोपरि संस्थित्य क्षीराब्धौ प्रययौ मुदा ॥ १७ ॥
समाराध्य महालक्ष्मीं देवीं धात्रे ददौ हरिः ।
ब्रह्मार्पितां गृहित्वाथ संप्राप्तः स्वीयमासनम् ॥ १८ ॥
गंगाया दक्षिणे भागे स्थापिता शोभने गिरौ ।
क्षीरोदधौ समुत्पन्ना क्षीरजे त्याभिधेयका ॥ १९ ॥

---

હે, પિતા ! અમે સર્વે દ્રવ્યહીન હોવાથી અમારૂં તેમજ ઋષિપુત્રોનું પોષણ શાથી કરીએ ? તે કૃપા કરી કહો. ( ૧૪ ) ત્યારે વૈશ્યોનું વચન સાંભળી બ્રહ્માજી ક્ષણભર વિચાર કરી, વૈકુંઠમાં બીરાજેલા દેવાધિદેવ, સર્વપાલક વિષ્ણુ ભગવાન પાસે ગયા. ( ૧૫ ) અને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે, હે ભગવન્ ! તમારી પાસે સદા વાસ કરનારી લક્ષ્મી દેવીને આપો. ( ૧૬ ) કારણ કે આપની સત્ લક્ષ્મીના પ્રભાવથી મારા પુત્રોનું પોષણ અને રક્ષણ સારી રીતે થઇ શકશે. હે ભગવાન ! તમે લક્ષ્મી પતિ છતાં, લક્ષ્મીથી વિરક્ત રહી જગતની રક્ષા માટે તેનો ઉપયોગ કરો છો, તેમજ ભક્તોની રક્ષા માટે જગતમાં અનેક અવતારો ધારણ કરી કંસ ચાણુરાદિદુષ્ટોનો સંહાર કરો છો. ( ૧૭ ) એ પ્રમાણે બ્રહ્માજીનું વચન સાંભળી શ્રી વિષ્ણુ ભગવાન્ તેમની ઇચ્છા પૂરી કરવા માટે ગરૂડ ઉપર બેસી બન્ને સાથે જ્યાં લક્ષ્મીના અવતારોનું આદિ બીજ-ઉત્પત્તિ સ્થાન ક્ષીર સમુદ્રમાં હતું ત્યાં ગયા અને ત્યાંથી લક્ષ્મીને—હરિએ બ્રહ્માને આપી ત્યારે પિતામહ પ્રસન્ન થઇ પોતાના સ્થાન પર આવ્યા (૧૮) અને તે દેવીને હિરણ્યાખ્ય ગંગાની જમણી બાજુએ એક નાના પર્વત પર સ્થાપન કરી તેમનું નામ ક્ષીરજામ્બા રાખ્યું. (૧૯)

पितामहस्ततो देवी मुवाच क्षीरजां प्रति ।
एतेषां मम पुत्राणां गोत्रदेवी सदा भव ॥ २० ॥
सुस्थैर्येण त्वया स्थेयं मदीयानां गृहेषुवै ।
इमे तव प्रसादेन पालयिष्यन्ति ब्राह्मणान् ॥ २१ ॥
प्रसाद्येति तां देवीं स्वसुतान् प्रत्युवाचह ।
एतस्याः पूजनं कार्यं भवद्भिः सर्वदा ननु ॥ २२ ॥
यूयं तस्याः प्रसादाच्च सुसमृद्धा भविष्यथ ।
तद्भक्ति निरताः सर्वे परमं शम वाप्स्यथ ॥ २३ ॥
इति तद्वाक्य माकर्ण्य सर्वे बुद्धि विशारदाः ।
तां प्रणम्य तथेत्युक्त्वा हर्षयुक्ता बभूविरे ॥ २४ ॥

इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये क्षीरजा स्थापनवर्णनं
नाम चतुर्थोऽध्यायः

---

વળી ક્ષીરજાંબાને વિજ્ઞપ્તિ કરી કે હે લક્ષ્મી ! તમે મારા પુત્ર વૈશ્યો અને બ્રાહ્મણોનાં ગોત્ર (કુલ) દેવી તરીકે રહો (૨૧) વળી હે લક્ષ્મીદેવી ! તમે વૈશ્યજનોને ત્યાં અચલ વાસ કરો. અને સમૃદ્ધિથી સુખી બનાવો, કે જેથી તે વૈશ્યો બ્રાહ્મણોની સેવા–પરિપાલન કરે. (૨૨) એવી રીતે દેવીને પ્રસન્ન કરી બ્રાહ્મણો અને ઉન્મર્જ્જન (ઉમડ) લાડ વૈશ્યોને આજ્ઞા કરી કે, તમે સર્વે પુત્રો નિરંતર ક્ષીરજાંબા દેવીનું અર્ચન કરો. (૨૩) તેમની ભકિત કરવાથી અને કૃપા પ્રસાદ મેળવવાથી તમે પુત્ર, પૌત્ર, ધન, ધાન્ય, કીર્તિ આદિથી સમૃદ્ધ થઇ પરમસુખ મેળવશો. (૨૪) શ્રીમહાદેવ પાર્વતીને કહેછે કે, એ પ્રમાણે તેમનું વચન સાંભળી; બુદ્ધિ કુશલ સર્વે બ્રાહ્મણો અને વૈશ્યોએ પ્રણામપૂર્વક મહાન હર્ષથી "જય જય" ઘોષ કર્યો. (૨૫)

ઇતિ શ્રીભાવાર્થ દ્યોતિની ગુર્જરટીકાન્વિતે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યે
ક્ષીરજાસ્થાપનવર્ણનં નામ ચતુર્થોઽધ્યાય.

## ॥ अथ पं[illegible]ाध्यायः ॥

सत्युवाच—वैश्याश्च क स्थिताः स्वामि-[illegible]िजपालन तत्पराः ।
एतां कथय मे सर्वां कथां दिव्य सुधोपमाम् ॥ १ ॥
सूत उवाच—इति देव्या वचः श्रुत्वा शौनक ! प्राह शंकरः ।
श्रृणुदेवि ! प्रवक्ष्यामि पश्नमत्युत्तरं तव ॥ २ ॥
शिव उवाच—क्षीरजाया महादेव्या याम्यपश्चिम भागयोः ।
वासिता विधिना गौरि वैश्या स्ते द्विजपोषकाः ॥ ३ ॥
ते वै तद्दिनमारभ्य द्विजपालन तत्पराः ।
गृहे गृहे च तां देवी मस्थापयनपूपुजन् ॥ ४ ॥
स्वयंभुवा समागत्याऽऽज्ञापितं विश्वकर्मणे ।
रचयमम पुत्राणां भवनानि शुभानि वै ॥ ५ ॥
त्वष्टातद्वाक्यमाकर्ण्य तस्मिन्यत्ने मनोदधे ।
वापी कूपतडागादिहर्म्याणि रचितान्यपि ॥ ६ ॥

---

### ( અથ પંચમોઽધ્યાય. )

સતી પાર્વતી કહે છે—કે, હે મહાદેવ ! દ્વિજોની રક્ષા કરવામાં તત્પર વૈશ્યોએ ક્યાં વાસ કર્યો ? તે સંબંધી અમૃત સમાન અને દિવ્ય એવી કથા કહો. (૧) સૂત કહે છે કે, હે શૌનક ! દેવીનું વચન સાંભળી શંકર કહે છે કે હે દેવિ ! ક્ષીર જાંબા દેવીની દક્ષિણે અને પશ્ચિમ ભાગમાં દ્વિજોનું પાલન કરનારા વૈશ્યો વસ્યા. (૨, ૩) બ્રાહ્મણ સેવામાં તત્પર વૈશ્યો તે દિવસથી ક્ષીર જામ્બા દેવીનું ઘેર ઘેર સ્થાપન કરી અર્ચન કરવા લાગ્યા. (૪) બ્રહ્માજીએ વિશ્વકર્માને બોલાવી બ્રાહ્મણો અને વૈશ્યોને વસવા માટે સુંદર મંદિરો વિગેરે તૈયાર કરવાની આજ્ઞા કરી. (૫) ત્યારે વિશ્વકર્માએ બ્રહ્માજીની આજ્ઞા સ્વીકારી વાવ, કુવા, તલાવ, સરોવરો એમ અનેક જલાશયો અને મનોહર બગીચાઓ બનાવી વચ્ચે નગરની રચના પ્રમાણે સુંદર અદ્ભુત કારીગીરીવાળાં મકાનો બાંધ્યાં (૬) વળી અશ્વશાળા ગૌશાળા હાથીઓને બાંધવાની જગાઓ એમ અનેકશાળાઓ તૈયાર કરી. (૭) ત્યાં પછી તે સ્થાનોમાં વાસ કરવા માટે

स्त्रीत्न्द्राणां तुरंगानां महोक्षानां गवां तथा ।
वाहनाना मनकर्त्तां शालाः कृत्वा ददौ हि सः ॥ ७ ॥
इत्थं पुत्रान् सुसंस्थाप्य ब्रह्मागन्तुं मनोदधे ।
स्तुति मारेभिरे कर्तुं सूक्तै स्तातस्य सूनवः ॥ ८ ॥
सुताऊचुः—नमस्ते जगतो धात र्व्याकृताद्राहिताय च ।
गुणत्रयस्वरूपेभ्यः पर रूपाय ते नमः ॥ ९ ॥
ब्रह्मप्रकृतिनिष्ठाय जगदुत्पत्ति हेतवे ।
समस्तविश्वरूपाय तस्मै तूर्यात्मने नमः ॥ १० ॥
सावित्रीपतिरूपाय संसारार्णवसेतवे ।
प्रसन्नकल्पवृक्षाय तस्मै मोक्षात्मने नमः ॥ ११ ॥
क्वचिदच्युतरूपाय भक्तानां मुक्ति हेतवे ।
क्वचिद्रुद्र स्वरूपाय गौरीप्राणात्मने नमः ॥ १२ ॥
इति संस्तुत्य ब्रह्माणं विरेमुस्ते द्विजोत्तमाः ।
तदाप्रसन्नो भगवा नुवाच चतुराननः ॥ १३ ॥

---

રજા આપી ત્યારે પ્રસંન્ન થયેલા સર્વ પુત્રો બ્રાહ્મણો અને વૈશ્યો બ્રહ્મા-જીની સ્તુતિ કરવા માંડયા (૮) હે બ્રહ્મન્ ? જગતના ઉત્પાદક, માયિક સર્વ વિકારોથી પર, ત્રણ ગુણોને લીધે જુદા જુદા સ્વરૂપવાળાં અને સર્વથી પર સ્વરૂપ તમને નમસ્કાર કરીએ છીએ. (૯) જેની અંદર મહાન્ પ્રકૃતિ સ્થિતરૂપે દેખાય છે. જે જગતના કારણરૂપ છે. અને વિશ્વના સ્વરૂપને ધારણ કરેલ છતાં જે તુરીયઆત્મા છે. તેને અમે વંદન કરીએ છીયે. (૧૦) સર્વવ્યાપકશક્તિ, સત્તા રાખનારા. સંસારરૂપીસમુદ્રને તરવાના સાધનરૂપી અને ભકતોને પ્રસન્ન થઇ કલ્પતરૂ સમાન ફળ આપનારા, મોક્ષાત્માને નમસ્કાર કરીએ છીયે. (૧૧) ભકતોના અનુગ્રહ માટે તેમજ જગતની રક્ષા અર્થે પ્રસંગે પ્રસંગે વિષ્ણુશિવ આદિ સ્વરૂપોને ધારણ કરનારા તમને નમસ્કાર કરીએ છીયે. (૧૨).

એ પ્રમાણે ઋષિઓએ બ્રહ્માજીની સ્તુતિ કરી ત્યારે બ્રહ્મા પ્રસન્ન થઇ મધુર અને ગંભીર વાણીથી કહેવા લાગ્યા (૧૩) હે દ્વિજપુત્રો ? મારી પ્રતિ-

[illegible]—मयि निष्ठां सदास्थाय [illegible]स्यामि प्रतिमां मम ।
एकाग्र मनसा ध्यात्वा भवार्णवं तरिष्यथ ॥ १४ ॥
यया नेकान् गुणान् पुत्रा अधिगच्छेत सर्वदा ।
भुक्त्वाऽशेषान् गुणान् पश्चान्मयि सायुज्यता भवेत् ॥१५॥
एतद्विधिः सुविज्ञाय दिव्याभरणसंयुताम् ।
चतुष्षष्ठिमुखै र्युक्तां स्वमूर्तिं विचकारह ॥ १६ ॥
स्थापयित्वा चतां देवस्तिरोऽभवत्तदाविधिः ।
वामभागे च सावित्र्या गायत्र्या दक्षिणे सह ॥ १७ ॥
तदामुनिगणाः सर्वे यथाविध्युपचारकैः ।
चक्रिरे पूजनं प्रीत्या ध्यानयोगै रहर्निशम् ॥ १८ ॥
एवं प्रवर्तमानानां कातीचित् समयो गतः ।
अर्चने प्रतिमायास्ते न समर्था बभूविरे ॥ १९ ॥
ते सर्वे प्रार्थयामासुर्मनसा परमेष्ठिनम् ।
ब्रह्मोवाच तदा विप्राञ्छृणुध्वं भो द्विजोत्तमाः ॥२०॥

---

માનું સ્થાપન કરી તેની નિત્ય સેવા કરો. ત્યારે બ્રાહ્મણો બોલ્યા (૧૪) કે હે જગદ્ગુરો ! તમારી પ્રતિમા અમને આપો તેનું પૂજન કરી અમે આખરે તમારા સ્વરૂપને પામીએ. (૧૫) ત્યારે બ્રહ્માજીએ વિચાર કરી ચોસઠમુખ–સાધનોવાળી દિવ્ય આભૂષણોથી અલંકૃત પોતાની મૂર્ત્તિ બનાવી આપી. (૧૬) વળી તે મૂર્તિની આજુબાજુ ગાયત્રી અને સાવિત્રીની મૂર્તિને સ્થાપી પોતે અંતર્ધ્યાન થયા. (૧૭) ત્યારે બ્રાહ્મણો મંદિરમાં સ્થાપેલી પિતામહની મૂર્ત્તિને ઘણા પ્રયાસથી, યમનિયમાદિ સાધનોથી તેમજ ગંધ, પુષ્પ ધુપદિપ ઈત્યાદિ અનેક ઉપચારોવડે પૂજા કરવા લાગ્યા (૧૮) એમ કરતાં

કેટલોક સમય બદલાવાથી અને તેવાં સાધનો વડે પૂજા કરવા માટે તે સમયના બ્રાહ્મણો અશક્ત થયા (૧૯) બ્રાહ્મણોએ બ્રહ્માજીનું મન વડે ધ્યાન કરી પોતાની સ્થિતિ જણાવી ત્યારે પ્રકટ થએલા બ્રહ્માજી બ્રાહ્મણો પ્રત્યે કહેવા લાગ્યા કે મ્હારી જે પ્રતીમા પૂજા કરવા આપું છું તે મોક્ષ–

द्रां... ...मदायिना ।
मूर्तिं मे वरदां श्रेष्ठां पूजनाय ददामि वः ॥ २१ ॥
इत्युक्त्वा सुव्रतान् विप्रा नवत्स्वमातिक्रातिम् ।
अर्चनं सुचिरं तस्या भक्तुस्ते द्विजपुंगवाः ॥ २२ ॥
कालेन क्षीण ...द्धित्वा भजातं पूजनं शिवे ! ।
ततो ध्यात्वा पुन मूर्तिं याचिता द्विजसत्तमैः ॥ २३ ॥
ददौ पुनः सुरज्येष्ठः स्वमूर्तिं षोडशाननाः ।
कालेन क्षीण बुद्धित्वा तपूजां कर्तु न शेकिरे ॥ २४ ॥
एवं पुनः पुनर्ध्यात्वा याचिता ब्राह्मणै यदा ।
तदा चतुर्मुखे युक्तां ददौ मूर्तिं पितामहः ॥ २५ ॥
एवं तद्दिन मारभ्य प्रतिमा चतुरानना ।
रक्षिता ध्यानपूजायै साऽद्यापि वर्तते स्थिरा ॥२६॥

इति श्री ब्रह्म...राण ब्रह्मक्षेत्र माहात्म्ये ब्रह्ममूर्तिं स्था नवर्णनं नाम पञ्चमोऽध्यायः

---

દાયક છે પણ તેની બત્રીસ મુખ–સાધનોથી ઉપસના સાધ્ય થઇ શકે તેવી છે, તેનું તમે સેવન કરો (૨૦–૨૧) એમ કહી બ્રહ્મા અંતરધ્યાન થયા બાદ બ્રાહ્મણોને પૂજા–ઉપાસના કરતાં ઘણો કાળ વીત્યો (૨૨) એમ કાળનુ પરીવર્તન થવાથી તેમજ બુદ્ધિની ક્ષીણતાને લીધે ઉક્ત સાધનોથી પૂજા કરવા બ્રાહ્મણો અશક્ત થયા તે પ્રસંગે બ્રહ્માજીનું ધ્યાન કરી પુનઃ યાચના કરી (૨૩) ત્યારે બ્રહ્મા પ્રકટ થઇ ૧૬ મુખ–સાધનોથી ઉપાસના સાધ્ય થાય તેવી પ્રતીમા આપી તેનું ઉપાસન કરતાં કેટલોક વખત ગયો, (૨૪) ત્યાં પછી તે સમયના બ્રાહ્મણોની બુદ્ધિ જડ થવાથી તેમજ વારંવાર યાચના કરેલી હોવાથી ચાર મુખ ( સાધનોથી સાધ્ય થઇ શકે તેવી ) પ્રતીમા તેઓને દર્શાવિ તે ઋગ્ યજુષ સામ અથર્વ એમ ચાર વેદ, ચાર મંત્ર બ્રાહ્મણ અને ઉપનિષદ્ અને તેને લગતાં શાસ્ત્રોદ્વારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર સાધન મેળવી શકાય તેવી મૂર્ત્તિ ઉપાસના માટે આપી તે અદ્યાપી દર્શન આપે છે, (૨૫) ઇતિ શ્રી ભાવાર્થ જ્યોતિની ગુર્જર ટીકાન્વિ તે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યે બ્રહ્મ મૂર્તિ સ્થાપન વર્ણનં નામ પંચમોઽધ્યાય.

## ॥ अथ षष्ठोऽध्यायः ॥

शिवउवाच—एकदा ऋषयो देवि ! ब्रह्मावर्त्ते शिवेपुवै ।
को महानिति विज्ञातुं प्राहिण्वन्ते भृगु मृषिम् ॥ १ ॥
भृगुः प्रणम्य तान् विप्राञ्जगाम स्वपितुर्गृहम् ।
पितरं पुरतो दृष्ट्वा नं ननाम न चाब्रवीत् ॥ २ ॥
तंविलोक्य विधिः प्राह कोऽयं दुष्टः समागतः ।
निःसारयत मत्पुत्राः स्थानादेनं हि दर्पिणम् ॥ ३ ॥
इतिक्रोधसमाविष्टं विलोक्याजं भृगुस्तदा ।
मत्स्थानमागतो देवि ! स्थिरो भूत्वा व्यलोकयत् ॥ ४ ॥
स्तब्धमेनं विलोक्याथमां क्रोधः समजायत ।
कोपाविष्टो ह्यहं विप्रं विहन्तु च मनोदधे ॥ ५ ॥

---

### ( અધ્યાય છઠ્ઠો પ્રારંભ. )

મહાદેવ, કહે છે કે હે દેવી ! એક સમયે બ્રહ્મર્ષિઓની મહા સભા સ્વર્ગમાં એકત્ર થઈ હતી ત્યાં વિચાર થવા માંડયો કે એક બ્રહ્મ રૂપમાં કાર્ય કારણને લીધે ગુણોના ભેદે કરી જુદા જુદા જણાતા બ્રહ્મ વિષ્ણુ અને મહાદેવ એ ત્રણ દેવોમાં કોણ મોટો અર્થાત્ સેવવા લાયક, ઉત્તમ ગુણની શકિત ધરાવનાર કોણ છે. એવું તપાસ કરવા ભૃગુ ઋષીને મોકલ્યા (૧) ભૃગુ ઋષી બ્રહ્મ સભાને પ્રણામ કરી પ્રથમ સત્ય લોકમાં ગયા ત્યાં બ્રહ્માજીને નમસ્કાર વિનય ન બતાવતાં સ્તબ્ધ ઉભા રહ્યા ( ૨ ) તે જોઈ બ્રહ્માને રજોગુણ વ્યાપ્યો (कामएषः क्रोधएषः रजोगुणस-मुद्भवः भ. गी.) કામ અને ક્રોધ એ રજોગુણના ધર્મ હોવાથી ક્રોધ થયો અને પોતાના પુત્રોને કહેવા લાગ્યા કે આ વિનય વિનાના અભીમાની દુષ્ટ બ્રાહ્મણને મ્હારા બ્રહ્મ સ્થાનથી દૂર કરો. (૩) એ પ્રમાણે બ્રહ્મલોકથી ભૃગુ ઋષી પાછા ફરી કૈલાસમાં આવ્યા ત્યાં મને (મહાદેવને) જોઈ પ્રણામ વિગેરે નહિ કરવાથી મને પણ ક્રોધ થયો અને ભૃગુને તિરસ્કારપૂર્વક દૂર કરવાની ઇચ્છા કરી (૪-૫) વળી ક્રોધયુક્ત થએલો અને હાથમાં ત્રિશળ લીધેલું દેખી ભયભીત થએલા ભૃગુ ત્યાંથી ( કૈલાસમાંથી ) નાસી અતિ રમ્ય અને

त्रिशूलहस्तंमां दृष्ट्वा पलायनपरो भृगुः ।
वैकुण्ठं च गतो विप्रः सुरम्यं भक्तभावनम् ॥ ६ ॥
सहस्रसूर्य संकाशं तपन्तं सर्वतो दिशः ।
निःशेषभूतिभिर्युक्तं दर्शयन् प्रययौ मुनिः ॥ ७ ॥
शंखचक्रगदापद्म वनमाला विभूषिताः
सर्वे चतुर्भुजाः श्यामा विष्णुरूपेण सदृशा ॥
तपोधनं भृगुं दृष्ट्वा हर्ष प्रोत्फुल्ल मानसाः ।
सर्वे ते वैष्णवाश्चक्रुः प्रणाम मृषि पादयो ॥ ९ ॥
वैकुण्ठं सर्वतो वीक्ष्य हरि न ददृशे यदा ।
तदा क्षीरोदसम्भूतां क्व हरि ि ति पृष्टवान् ॥ १० ॥
लक्ष्मी रुवाचतं विप्रं प्रणम्य दण्डवन्मुदा ।
पूजां गृहाण भो विप्र ! सर्वयोगविदांवर ! ॥ ११ ॥
हरि रन्तः पुरे सुप्तो दर्शनं देहितत्र वै
तच्छ्रुत्वासगतो योगी यत्रास्ते भगवान् किल ॥ १२ ॥
विलोक्य श्रीहरिं तत्र महार्हे पीठशायिनम् ।
चक्रे पादप्रहारं तं सर्व काम फल प्रदम् ॥ १३ ॥

---

ભકતોને પ્રીય વૈકુંઠ ભુવનમાં ગયા ( ૬ ) ત્યાં હજારો સૂર્ય સમાન તેજસ્વી, અનેક વૈભવવાળા, શંખ, ચક્ર, ગદા, પદ્મ અને વનમાલાથી યુક્ત વૈષ્ણુવભકતોને જોયા (૭-૮) વૈષ્ણુવભકતોએ ભૃગુઋષીને જોઇ પ્રેમના આવેશમાં આવી પ્રણામ કરી સ્તુતી કરવા લાગ્યા કે હે મહાત્મન્ તમારા દર્શનથી આજે અમે કૃતાર્થ થયા છીયે ( ૯ ) એ પ્રમાણે વિષ્ણુપુરીનું અલૌકીક ધામ જોતાં આગળ ચાલતાં શ્રી લક્ષ્મીજીને જોયાં અને પુછ્યું કે શ્રીહરી કયાં બીરાજે છે (૧૦) લક્ષ્મીએ મહામુનીને પ્રેમથી પ્રણામ કરી પૂજા-સ્તુતિવડે પ્રસન્ન કરી મધુર વાણીથી જણાવ્યું કે (૧૧) શ્રીહરી હમણાંજ અંતઃપુરમાં વિશ્રાંતિ લેતા બીરાજ્યા છે ત્યાં પધારો એમ હકીકત જાણતાં તુર્ત જ્યાં ભગવાન બીરાજ્યા હતા ત્યાં ગયા ( ૧૨ ) શયનીય-પલંગપર શયન કરેલા અને અનંત તેજથી યુક્ત ભગવાનને જોઇ તેમના હ્રદયપર અચાનક ભૃગુઋષીએ

निद्रां त्यक्त्वा हरिस्तस्य पा संवाहन क्रियाम् ।
आचरज्जगतं पूज्यो मुरदैत्य विनाशकः ॥ १४ ॥
प्रत्युवाच द्विजं विष्णुः क्षमस्व वेदवि ने ! ।
पादस्ते कोमल स्तात ! हृदयम्मे शिलासम ॥ १५ ॥
अतो महत्तरं दुःखं जातं ते भृगुनन्दन ! ।
सोढुं तदपराधं मे युक्तोऽसि योगवि ने ! ॥ १६ ॥
अद्यैव मे गतं पापं भवतः पुण्य दर्शनात् ।
अद्यैव जन्म साफल्यं पादस्पर्शनमात्रतः ॥ १७ ॥
इति विष्णो र्वचः श्रुत्वा द्विजेन्द्रो लज्जितोऽभवत् ।
पश्चात्प्रणम्य श्रीहरिं जगाम मुनि संसदि ॥ १८ ॥
तत्र गत्वा मुनीन् प्राह शृणुध्वं वचनं मम ।
आज्ञया भवतां देवा स्त्रयश्चापि मये क्षिताः ॥ १९ ॥

---

પગથી પ્રહાર કર્યો (૧૩) તે વખતે નિદ્રા વિશ્રાંતિનો ત્યાગ કરી મુર દૈત્યને નાશ કરનાર જગતોના પાલક શ્રીહરી ભૃગુના ચરણને પકડી ચાંપવા માંડયા (૧૪) વળી પ્રાર્થના કરવા લાગ્યા કે હે ભૃગુ મહારાજ ! તમારા કમળના જેવા કોમળ ચરણને મારૂં વજ્ર સમાન કઠોર હૃદય વાગ્યું તે ખરેખર શોચનીય છે (૧૫) વળી હે દ્વિજોત્તમ ! તમારા ચરણને મોટું દુઃખ પ્રાપ્ત થયું માટે મારાપર કૃપા કરી થએલા અપરાધને ક્ષમા કરો. (૧૬) તેમજ આપના પવિત્ર ચરણના સ્પર્શથી મારૂં સ્વાભાવીક ગુણ-જન્ય પાપ દૂર થયું એટલુંજ નહિં પણ તે સાથે જન્મ (અવતાર) લીધાની સાર્થતકા થઇ છે તથા તમારા ચરણની રજથી મારૂં હૃદય પુનીત થયું (૧૭) એ પ્રમાણે શ્રી ભગવાનનાં સમાધી ભાષાનાં વચનો સાંભળી ભૃગુ મહારાજ શરમિંદા બની ગયા અને શ્રીહરીને પ્રણામ કરી પૂર્વોકત બ્રહ્મર્ષિ સભામાં (સ્વર્ગમાં) ગયા (૧૮) ત્યાં મુનીઓને પ્રણામ કરી ભૃગુ કહે છે કે હે ઋષિવરો ! તમારી આજ્ઞાનુસાર મેં જેઓમાં ત્રણ ગુણો પ્રધાનપણે રહેલા છે તેવા ત્રણે દેવને તપાસી જોયા (૧૯) પણ સર્વેમાં ઉત્તમ સેવવા લાયક સત્વગુણ પ્રધાન શ્રી ઉપેન્દ્ર શ્રી વિષ્ણુ ભગવાન છે કારણ કે (सत्वंयवुब्रह्मदर्शनं) સત્વગુણથી રજોગુણ તમોગુણ નાશ

महाभारतमस्तेषां याऽभ्यवस्ति मुनीश्वरः ।
सर्वेषां गुण ज्येष्ठ त्वा दुपास्यो भगवान् किल ॥२०॥
ज्ञात्वा मुने मुख... ते सर्वे सत्व रूपिणि ।
मुनयो व्यवधन् विष्णो संसारार्णव तारके ॥ २१ ॥
भृगुर्विज्ञाय स्वं पापं शुशोच हृदये स्वके ।
कं यामि शरणं सर्वां नृषीन् पप्रच्छ वेदवित् ॥२२॥
उक्तवन्तो वचो विद्वन्पा... स्वकिल्बिषम् ।
धातुर्धामनिगच्छ त्वं तत्र मुक्तो भविष्यसि ॥ २३ ॥
इति तेषां वचः श्रुत्वा भृगुर्बु...मतांवरः ।
जगाम स्व पितुः स्थानं जराजन्म विवर्जितम् ॥ २४ ॥

इति श्री ब्रह्म...राण ब्रह्मक्षेत्र ... भृगो ब्रह्मालय प्राप्ति वर्णनं नामषष्ठोऽध्यायः

---

પામી બ્રહ્મદર્શન થાય છે. વળી તપાસવા ગયા ત્યાં ઇત્થંભૂત કારણુ જે બન્યું હતું તે કહી બતાવ્યું (૨૦) એમ સર્વ વૃત્તાંત જાણી સર્વ ગુણોમાં ઉત્તમ—વ્યાપક શક્તિ ધરાવનાર, સત્વગુણ પ્રધાન, શ્રી વિષ્ણુ મોક્ષ પ્રાપ્તિના સાધનોમાં પ્રથમ સાધન તરીકે ઉપાસનીય છે એમ નિશ્ચય કર્યો (૨૧) ભૃગુઋષીએ શ્રી હરીનું અપમાન કરેલું હોવાથી મનમાં બહુ પશ્ચાતાપ કરવા લાગ્યા અને મનસ્વીપણાથી કરેલુ પાપ દૂર કરવા માટે સર્વે ઋષીઓને પૂછવા લાગ્યા (૨૨) ત્યારે ઋષીઓએ કહ્યું કે તમારૂ પાપ દૂર કરવા માટે પિતામહ બ્રહ્માજી પાસે જાઓ ત્યાં તમારી શંકા દૂર થશે. (૨૩) એમ બુદ્ધિમાન ઋષીઓનું વાક્ય સાંભળી ભૃગુ રોગ શોકાદિથી રહિત સત્યલોકમાં ગયા (૨૪)

॥ ઇતી શ્રી ભાવાર્થદીપિની ગુજરટીકાન્વિતે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યે ભૃગોર્બ્રહ્માલય પ્રાપ્તિ વર્ણનં નામ ષષ્ઠોઽધ્યાયઃ ॥

## ॥ अथ सप्तमोऽध्यायः ॥

सत्युवाच–तत्रगत्वा स भृग्वार्षिः किश्चकार ततः परम् ।
विधिना कथितं किश्च कवये बुद्धि शालिने ॥ १ ॥
तदहं श्रोतु मिच्छामि त्वत्तो योगिवरा[illegible]मा ।
सूतउवाच–इति[illegible] वचः श्रुत्वा शिवस्तां प्रत्यभाषत ॥ २ ॥
शृणुदेवि ! प्रवक्ष्यामि कथांपुण्यां मनोरमाम् ।
यस्याः श्र[illegible]ण नरो मुच्येत पातकात् ॥ ३ ॥
ऋषिर्गत्वा पितुः पार्श्वे क्लेशाविष्टोऽब्रवीद्वचः ।
किंकरोमि क्वगच्छामि कल्मषं समुपस्थितः ॥ ४ ॥

---

## ( અધ્યાય સાતમો )

સતી કહે છે કે હે સ્વામિન્! બુદ્ધિમાન ભૃગુમુનીએ બ્રહ્મલોકમાં જઈ શું કર્યું ! બ્રહ્માજીએ શું ઉત્તર આપ્યું (१) સૂત કહે છે કે હે શૌનક ! પાર્વતીને બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યની કથા અમૃત સમાન લાગતી હોવાથી મહોદેવજીને વખાણીને પ્રશ્ન કરવા લાગ્યાં કે હે સ્વામિન્! તમે યોગીવરોમાં શ્રેષ્ઠ છો તમારાં વચનોથી મ્હારા અનેક સંશયો દૂર થયા છે માટે કૃપા કરી ભૃગુના પાપનો નાશ કેવી રીતે થયો તે કહો ? (૨) ત્યારે મહાદેવજી કહે છે કે હે સતી ! શ્રવણ કરો. જે લોકોએ આત્મસ્વરૂપ પ્રાપ્તિનું સામર્થ્ય મેળવેલું છતાં અચાનક અગર ગમ્મતની ખાતર પણ મન, બુદ્ધિ, ચિત્ત કે અહંકારને આધિન થઇ રજ તમ કે સત્વને વશ થઇ સ્વસ્વરૂપનું ભાન ભૂલી સ્વયં કર્મબંધનો તૈયાર કરી તેમાં ફસાય છે પછી તેમાંથી છુટવા ગભરાય છે તેમ હોવાથી સમર્થને પણ કેવાં દુઃસહ સંકટો ભોગવવાં પડે છે તે સંબંધી ઇતીહાસ તમે મને વારંવાર પુછો છો તેથી તમને ધન્ય છે. હવે હું તમને પવિત્ર અને મનોહર કથા કહું છું તે સાંભળવાથી માણુસ પાપથી–દુષ્ટભાવથીગુંથાએલઅંતઃકરણથી મુક્ત થાય છે. (૩) કલેશથી પીડાતા ભૃગુઋષી બ્રહ્માજી પાસે જઈ પ્રાર્થના પૂર્વક જણાવવા લાગ્યા કે મહત્ પુરૂષોનું અપમાન કરવાથી મારા મનને બહુ જ ખેદ થાય છે અને તેવા અપમાન રૂપી પાપથી મુકત થવા ( તેવી ચપલ બુદ્ધિ શાંત કરવા ) હું ક્યા સ્થાનમાં જાઉં ? કે તેના પવિત્ર ગુરૂત્વાકર્ષણથી મારૂં માનસ

विष्णो र्हृदिकृतः पादस्पर्शो मन्दधियामया ।
तत्पाप य विशुद्ध्यर्थं किं क वाणि पितामह ! ॥ ५ ॥
इति तद्वचनं श्रुत्वा प्रोवाच कमलासनः ।
भारते जंबुद्वीपेवै गिरे रर्बुद दक्षिणे ॥ ६ ॥
अस्ति साभ्रमती गंगा वहति निर्मला शुभा ।
याम्ये रोधसि वै तस्याः क्षेत्रमस्तीह मत्कृतम् ॥ ७ ॥
गंगा यत्र हिरण्याख्या वहति मध्यभागतः ।
पापानि स्मरणात्पुत्र ! नश्यान्ति मनुजस्य च ॥ ८ ॥
प्रेतयोनिंगताए च ये मृताः पतनादिभिः ।
यस्यां श्राद्धे कृते पुत्र पितरो यान्ति सद्गतिम् ॥ ९ ॥
प्रयागेनसमो यत्र त्रिवेणीसंगमो भृगो ! ।
यस्मिन् स्नानेन दानेन रिच्यन्ते पाप राशयः ॥१०॥
तास्मिन् तीर्थे भृगो ! गच्छ स्वीय पाप विशुद्धये ।
तत्र सर्वाणि पापानि गमिष्यन्त्यवगाहनात् ॥ ११ ॥

---

સુધરે ? (૪) અરે મેં અજ્ઞાનીએ વિષ્ણુ ભગવાનના હૃદયને પગનો સ્પર્ષ કર્યો તે પાપની શુદ્ધિ માટે ઉપાય કહો. (૫) એ પ્રમાણે ભૃગુરૂષીનુ વચન સાંભળી બ્રહ્માજી કહે છે કે ભરતખંડમાં જંબુદ્રીપ છે તેમાં આબુ પર્વતની જમણી બાજુએ કલ્યાણકારી અને પવિત્ર (સાભ્રમતી) સાબરમતી નામે ગંગા વહે છે તેની જમણી બાજુએ મે નિર્માણ કરેલું બ્રહ્મક્ષેત્ર છે. (૬) (૭) એ ક્ષેત્ર વચ્ચે હિરણ્યાખ્યા નામે ગંગા વહે છે જેનું સ્મરણ કરવાથી માણુસોનાં પાપો નાશ પામે છે. (૮) વળી તેમાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓની સદ્દગતી થાય છે અને પ્રેતયોનીને પામેલા જીવોનો ઉદ્ધાર થાય છે. તેમજ આત્મહત્યારાઓની આત્મહત્યા પણ નાશ પામે છે એટલે કે આત્મસ્વરૂપ ભૂલેલો માણુસ આત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે વળી એ તીર્થ પ્રયાગ સમાન છે ત્યાં ત્રીવેણી (ત્રણ ગંગા) નો સંગમ છે ત્યાં સ્નાન દાનાદિ પવિત્ર ક્રિયાઓ કરવાથી પાપો દગ્ધ થાય છે. (૧૦) હે ભૃગો ! તમે પણ પાપની શુદ્ધિ કરવા માટે બ્રહ્મક્ષેત્રમાં ત્રિવેણી સંગમપર જાઓ ત્યાં તમારૂં પાપ દૂર થશે. (૧૧) એ પ્રમાણે વચન સાંભળી ભૃગુ ઋષી કહે છે કે હે બ્રહ્મન્

इति सम्यग्वचः श्रुत्वा पप्रच्छधातरं भृगुः ।
केषां पापं गतं धातः कथयत्वं ममाधुना ॥ १२ ॥
यच्छ्रुत्वा जायते श्रद्धा तस्माद्गदितु मर्हसि ।
तस्यैतद्वचनं श्रुत्वा ब्रह्मोवाच सुतं प्रति ॥ १३ ॥
ब्रह्मोवाच–श्रृणु पुत्र ? प्रवक्ष्यामि पुरावृत्तं पुरातनम् ।
आगतो भगवान्रुद्र एकदा मम धामनि ॥ १४ ॥
व्यस्तोऽहं स्वाशिरोभिश्च पञ्चभि रुपवेशितः ।
तदा विचारयच्छूली स्वस्यान्तः करणे मृडः ॥ १५ ॥
वक्रं चतुष्टयं योग्यं पञ्चमं तन्निरर्थकम् ।
इति संचिन्त्यशूलेन चिच्छेद शीर्षकं मम ॥ १६ ॥
संप्राप्तं तत्कालं वै शिवहस्ते स्थिरी भवत् ।
निरस्तं तन्न कुत्रापि तेन बभ्राम भूतले ॥ १७ ॥
हिरण्यायाश्च भीमाया कौशाम्ब्याः संगमे ततः ।
कपालभृत्समायातः कपालं तत्र निर्गतम् ॥ १८ ॥

---

એ તીર્થમાં સ્નાન દાનાદિ કરવાથી કોનાં પાપો ગયાં તે કૃપા કરી કહો ? (૧૨). કારણુ કે તે સાંભળવાથી મને શ્રદ્ધા ઉત્પન્ન થશે માટે કહેવા કૃપાવાન્ થાઓ ! આમ ભૃગુનું પ્રશ્ન થવાથી બ્રહ્માજી ઇતિહાસ કહેવા લાગ્યા. (૧૩) કોઇએક દિવસે મહાદેવજી મારા સત્ય લોકમાં આવ્યા હતા તે પ્રસંગે જે હકીકત બની તે તમને હું વિસ્તાર પૂર્વક કહું છું માટે ધ્યાન દઇ શ્રવણુ કરો. (૧૪) કોઇ એક સમયે હું પાંચ મુખથી સુશોભીત થઇ આનંદથી મારા સ્થાનમાં બેઠો હતો ત્યારે મહાદેવના મનમાં વિચાર થયો કે (૧૫) બ્રહ્માને ચાર મુખ યોગ્ય છે પણુ પાંચમું નિરર્થક છે. એમ વિચાર લાવી પાંચમું મસ્તક ત્રિશૂલ વડે કાપી નાખ્યું. (૧૬) તે કાપેલું મસ્તક (બ્રહ્મકપાલ) મહાદેવના હસ્તમાં સ્થિર થઇ ગયું તે કોઇ ઉપાયથી નીકળ્યું નહિં તેથી સમસ્ત પૃથ્વિપર ફરવા માંડયા. (૧૭) ચહોતરફ ફરતાં બ્રહ્મક્ષેત્રમાં આવ્યા ત્યાં હિરણ્યગંગા, ભીમા અને કૌશામ્બી એ ત્રણુનો સંગમ હતો ત્યાં સ્નાનાદિ ક્રિયા કરવાથી ચોટેલું બ્રહ્મ કપાલ નાશ પામી

विपापः सशिवो भूत्वा स्वस्थान मति संययौ ।
माघे च कार्तिके मासे वैशाखे श्रावणे तथा ॥ १९ ॥
मार्गशीर्षे तथा ज्येष्ठे फाल्गुने ह्यधिके च वै ।
स्नानदानं प्रकुर्वन्ति ये नराः शुद्ध मानसाः ॥ २० ॥
तेषां नश्यन्ति पापानि तस्मिन्नेव न संशयः ।
असंख्येयफलं सम्यग् भुञ्जन्ते मानवास्तथाः ॥ २१ ॥

इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये त्रिवेणीसंगम वर्णनंनाम सप्तमोऽध्यायः

---

## ॥ अथाष्टमोऽध्यायः ॥

ब्रह्मोवाच—श्रृणु पुत्र! प्रवक्ष्यामि सुतीर्थोत्पत्तिकारणम् ।
ताक्ष्र्य पिंगलयो र्युद्धं श्रृण्वतां सुसुखावहम् ॥ १ ॥
सूत उवाच—इतिधातुर्वचः श्रुत्वा भृगुः प्राह पितामहम् ।
मम श्रद्धाविष्टवुद्ध्यर्थं कथयत्वं दयानिधे ! ॥ २ ॥

---

ગયુ. (૧૮) અને સર્વ પાપમાંથી મુક્ત થઇ પોતાના સ્થાન પ્રત્યે ગયા જે માણુસો માઘ, કાર્તિક, વૈશાખ, શ્રાવણુ, માર્ગશીર્ષ, જેઠ, ફાગણુ, અધિક અને ક્ષયમાસ એ માસોમાં સ્નાન કરે છે તેમનાં સર્વે પાપો નાશ પામે છે એમાં સંશય નથી. ( ૧૯, ૨૦, ૨૧. )

॥ ઇતિશ્રી ભાવાર્થદ્યોતિની ગુર્જર ટીકાન્વિતે ત્રિવેણી સંગમ વર્ણનં નામ બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યે સપ્તમો ધ્યાય ॥

---

### ( અધ્યાય આઠમો પ્રારંભ. )

બ્રહ્માજી કહે કે હે ભૃગો! તમારા આગળ એક અનુપમ કથા કહું છું તેમાં પિંગલ નાગ અને ગરૂડનુ યુદ્ધ થયું હતુ તેને પરીણામે જે હકીકત બની તે શ્રવણુ કરવા લાયક છે. (૧) એવું બ્રહ્માનુ વચન સાંભળી ભૃગુઋષિ પિતામહને કહે છે કે, હે દયાનિધે! પિંગલ અને ગરૂડનું યુદ્ધ શા માટે થયું તે કૃપા કરીને કહો (૨) બ્રહ્માજી કહે છે કે, હે વિપ્ર?

ब्रह्मोवाच—एकस्मिन्दिवसे वत्स ! सर्पाणां गरुडस्य च ।
पूर्वं वैर स[illegible]त्पन्न मभूद् युद्धं भयकर[illegible] ॥ ३ ॥
गरुडेनाति रोषेण सर्पाश्च बहवो हताः ।
क्षीणाबलेन ते सर्वे विनताश[illegible]णं ययुः ॥ ४ ॥
भो मात स्तव पुत्राय दास्यामः कर मुत्तमम् ।
यथास्मान् गरुडो रक्षे तथा कार्यं त्वया व्रतः ॥ ५ ॥
तेषां वचांसि श्रुत्वा सा गरुडं प्रति चा ब्रवीत ।
पुत्र ! त्वया न हन्तव्या इमे त्वद्भयकातराः ॥ ६ ॥
सर्पा दास्यन्ति ते वत्स ! नागमेकं दिने दिने ।
अतस्त्वयामकर्त[illegible] वचनं मे सुखावहम् ॥ ७ ॥
इत्थंमात्रा मशान्तं तं गरुडं प्राणबालक[illegible] ।
[illegible] त्रिवारंते ययुर्वै स्वालयं प्रति ॥ ८ ॥
सर्पा स्तत्समयात[illegible]त्र ! सर्प मेकं दिनं प्रति ।
गरुडाय ददुः प्रीत्या स्वानाम्रक्षणकारणा[illegible] ॥ ९ ॥

---

તમારા કલ્યાણુ માટે તેમજ શ્રોતાઓને આનંદ રસ ઉપજાવવા માટે પિંગલ અને ગરૂડના યુદ્ધનો ઇતિહાસ કહું છું. (૩) કોઇ એક દિવસે પ્રથમના વૈર સંભાળી સર્પો અને ગરૂડજીને યુદ્ધ થયું ગરૂડે ક્રોધમાં આવી ઘણા સર્પોનો નાશ કર્યો. તેમજ કેટલાક બચેલા તેજહીન અને બલ વિનાના થયેલા નાગો વિનતા માતાને શરણે ગયા. (૪, ૫) અને પ્રાર્થના કરવા લાગ્યા કે, હે માતા ? ગરૂડ અમને બહુ ત્રાસ આપે છે, જેથી અમે બહુ દુઃખી થયા છીએ. માટે તેમાંથી અમે મુક્ત થઇએ એવો ઉપાય બતાવો (૬) એવું પુત્રોનું વચન સાંભળી ગરૂડ અને સર્પોની માતા—વિનતા ગરૂડને કહે છે—કે, હે પુત્ર ! ભયભીત સર્પોનો ત્હારે નાશ કરવો નહીં (૭) સર્પો ત્હારૂં ભક્ષણુ હોવાથી તને દરરોજ એક નાગ—બલી—ભેટ તરીકે અર્પણુ કરશે એવી મારી તને આજ્ઞા છે. તેનુ તું પાલનકર (૮) તે દિવસથી માતાની આજ્ઞા પાલન કરવા બંધાયેલા ગરૂડજી શાન્ત થઇ માતાની ત્રણુ વાર પ્રદક્ષણા કરી પોતાના સ્થાનમાં ગયા (૯) ત્યારે નાગ લોકો પણુ તે

वमर्पयतां तेषां बहवो दिवसं गताः ।
तावांभगतः कालो भुजंगानांसुखावहः ॥ १० ॥
एकदानाग नस्य पिंगलस्यमहौजसः ।
बलये समयो प्राप्तस्तदाचिन्तातुरोऽभवत् ॥ ११ ॥
किं करोमि कगच्छामि मृत्योः समीपमागतः ।
सामदानादिकैर्भेदैः करिष्ये प्राणरक्षणम् ॥ १२ ॥
एवं विचार्य सर्पेण कृतं कर्म ह्यनुत्तमम् ।
गरुडं सान्त्वयामास स्वकयां नम्रवाचया ॥ २३ ॥
एवं कृते समाधानं न न्यवर्तत पक्षिराट् ।
स्वदेहमर्पयामास पिंगलस्तस्य तृप्तये ॥ १४ ॥
चञ्चुना तं समुद्धृत्य रयसोदडयन्नभः ।
तावत्समागतं क्षेत्रं मदीयं मुक्ति भावनम् ॥ १५ ॥
उवाच पिंगलस्तत्र श्रृणुध्वं वचनं मम ।
अस्ति सर्वोत्तमं शास्त्रं मदीयं लोकपूजितम् ॥ १६ ॥

---

દિવસથી ગરૂડજીને પ્રતિદિને એક એક સર્પ બલી–ભેટ તરીકે અર્પણ કરવા લાગ્યા. પક્ષીરાજ ગરૂડજી સર્પનું બલી રોજ મળવાથી પ્રસન્ન થયા તેમજ સર્વને નિર્ભય કર્યા. (૧૦. ૧૧) એમ કરતાં ઘણો સમય વ્યતીત થયો છતાં ગરૂડજી અને નાગ લોકોની વચ્ચે સલાહ શાન્તિ સારી રહી. (૧૨) એમ કરતાં કોઇ એક દિવસે નાગરાજાના પુત્ર મહા તેજસ્વી પિંગલ નાગનો બલી તરીકે જવા સમય આવ્યો, ત્યારે વિચાર કરવા લાગ્યો (૧૩) અરે ! હું કયાં જાઉં ? અને મારી રક્ષા માટે શો ઉપાય કરૂં ? હવે મૃત્યુ સમીપમાં આવ્યું છતાં તેમાંથી બચવા માટે સામ, દામ, દંડ, ભેદ ઇત્યાદિ ઉપાયોથી પણ કેવી રીતે દૂર કરૂં ? (૧૪) એ પ્રમાણે પિંગલ નાગે વિચાર કરી ગરૂડની પાસે જઇ મધુર વાણીથી પ્રાર્થના કરવા માંડી:છતાં ગરૂડે સાંભળી નહીં (૧૫) ત્યારે પિંગલ નાગે ગરૂડના આગળ કહ્યું કે, હે ભ્રાતઃ ? તમારા આગળ બલીરૂપ પડેલો મારો નાશ કરી ભક્ષણ કરવા વિલંબ કરશો નહીં. (૧૬) તે સાંભળી ગરૂડે તેને પકડી લઇ જવા માંડયો. ત્યારે વચ્ચે બ્રહ્મક્ષેત્ર

पिंगलंनाम विख्यातं वर्तते पृथिवीतले ।
पाठको नहि तस्यास्ति समर्थोऽन्यो मयाविना ॥१७॥
तस्मात्त्वं स्वहितार्थाय पठस्व खलुमन्मुखात् ।
छन्दोमयमिदं शास्त्रं वेद शास्त्र विभूषणम् ॥ १८ ॥
इत्युक्त्वा सभुजंगाना मधिराजः सुबुद्धिमान् ।
पिंगलः पाठयामास छन्दः शास्त्र मनुत्तमम् ॥ १९ ॥
मात्राणां गुरु ह्रस्वाणां दर्शकं मगणादिनाम् ।
इन्द्रवज्रादिवृत्ताना मार्यादि छन्दसान्तथा ॥ २० ॥
विषमार्ध समानानां प्रस्तार चित्रसंयताम् ।
श्रुतिषु दृष्ट मानाना गायत्र्यादि सुछंदसाम् ॥ २१ ॥
पुनराह भुजंगेन्द्रोऽस्त्येकवृत्तमनुत्तमम् ।
दर्शयिष्यामि तत्तुभ्यं सर्वलोक मनोहरम् ॥ २२ ॥
भुजंगस्य प्रयातेति नाम्ना प्रख्याति मागतम् ।
मुञ्चमां पृथिवीं तस्मा द्यादि दृष्टुं त्वमिच्छसि ॥ २३ ॥

---

આવ્યું. (૧૭) પિંગલ નાગ કહે છે—કે, હે ગરૂડજી ! તમે મારી રક્ષા કરો, તો મારી પાસે અનુપમ શાસ્ત્ર છે તે હું તમને શિખવીશ. ( ૧૮ ) હે ગરૂડ ? મેં રચેલું પિંગલ નામનું શાસ્ત્ર પ્રખ્યાત છે. તે મારા વિના બીજો કોઇ સંપૂર્ણ ભણાવી શકે તેમ નથી. જો તમારી ઇચ્છા હોય તો હું અભ્યાસ કરાવું. ( ૧૯ ) આ છન્દોમય શાસ્ત્રના અભ્યાસથી તમને છન્દઃ **શાસ્ત્ર**નું સારૂં જ્ઞાન થશે. (૨૦) એ પ્રમાણે કહેવાથી છન્દઃ **શાસ્ત્ર** ભણવા માટે ગરૂડની ઇચ્છા જણાઇ તેથી હ્રસ્વ, દીર્ઘ, પ્લુતની સમપ્રમાત્રાઓ અને દરેક જાતનાં **इन्द्रवज्रादि** વૃત્તો અને આર્યાદિ છન્દો તેમજ **मगण, यगण, रगण, सगण, तगण, जगण** અને **भगण** એમ આઠ પ્રકારના ગણોનો જેમાં સંપૂર્ણ વિવેક કરેલો છે એવા પિંગલ :શાસ્ત્રનો અભ્યાસ સંપૂર્ણ કરાવ્યો. (૨૧, ૨૨) મહાબુદ્ધિમાન પિંગલનાગ કહે છે કે—હે પક્ષીન્દ્ર ! મારી પાસે તમને ભણાવેલા અનેક વૃત્તો માંહેનું એક અનુપમ વૃત્ત બાકી છે તે કહું છું. (૨૩) એ વૃત્ત "ભુજંગ પ્રયાત" નામે પ્રસિદ્ધ છે. વળી

तस्यैतद्वचनं श्रुत्वा गरुत्मान् विससर्जतम् ।
स्थित्वा भूमावहि श्रेष्ठश्चचार गति मुत्तमाम् ॥ २४ ॥
हिरण्यायास्ततटंगत्वा ऋषिणाशापिते ह्रदे ।
यथा न ज्ञायते पक्षी जलान्तं प्रविवेश सः ॥ २५ ॥
ह्रदस्थः पिंगलोनागउवाच गरुडंप्रति ।
लोभान्नाशयितुं धूर्त ! मृषायत्नो भविष्यसि ॥२६॥

**इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये पिंगलोपाख्याने अष्टमोऽध्यायः**



---

તે વૃત્ત ઘણું સુંદર હોઈ તેની ગતિ વિચિત્ર છે. તે જો મને પૃથ્વીપર મુક્ત કરો તો હું તમને પ્રત્યક્ષ આચરણ કરી બતાવું. ( ૨૪ ) પિંગલનું વચન સાંભળી ગરૂડે તેને મુક્ત કર્યો, કે તૂર્ત પિંગલ નાગે "**ભુજંગ પ્રયાત**" (**ભુજંગ**–સર્પ (તેનું) **પ્રયાત** (ગમન) જેની સર્પની ગતિ જેવી ગતિ છે તેવું) **વૃત્ત** (વર્તન) કરી બતાવ્યું. અર્થાત્ પિંગલ નાગ જલદીથી સટકી ગયો. વળી તે કદ્રુના પુત્ર નાગરાજાએ હિરણ્યગંગાની તીરે જઇ ગરૂડજી ન આવી શકે તેવે સ્થળે–સૌભરિઋષિએ શાપ દીધેલા ધરાની અંદર–છુપી રીતે પ્રવેશ કર્યો ( ૨૫ ) નાગ કહે છે કે, હે ગરૂડ ! હવે તું મને પકડી શકે તેમ નથી. એમ કહી તેનો તિરસ્કાર કર્યો. (૨૭)

**॥ ઈતી શ્રી ભાવાર્થદ્યોતિની ગુર્જર ટીકાન્વિતે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યે પિંગલોપાખ્યાને અષ્ટમોઽધ્યાય. ॥**



# ( अथ नवमो अध्यायः )

भृगुउवाच—प्रविष्टो यद्हृदेनागः कथं न प्राविशत् खगः ।
तिरस्कारयुतं वाक्यं सोढवान् बलवत्तरः ॥ १ ॥

ब्रह्मोवाच—ब्रह्मक्षेत्रेमयापुत्र यज्ञोऽकारि महत्तरः ।
महर्षिः कोऽतपत्तत्र हिरण्यायाःशुचौ हृदे ॥ २ ॥

अ गत्यगरुडस्तत्र नहिंस्याज्जलजानिति ।
शशाप संयमद्रव्यस्त्यक्त्वातस्तं गतोगवि ॥ ३ ॥

नागस्तद्दिनमारभ्य हिरण्यायाजलेऽवसत् ।
सँन्निनाय चिरंकालं पिंगलो बुद्धिमान् भृगो ! ॥ ४ ॥

तस्माज्जलान्निनिःसृत्य ततोऽसौ द्विजरूप धृक् ।
जगामश्रेष्ठ विप्रस्यगेहे पठन कांक्षया ॥ ५ ॥

विद्वांसं सद्गुरुं शान्तं वेदशास्त्र विशारदः ।
पपातपादयोःसद्यो बद्धाञ्जलिरुवाचह ॥ ६ ॥

---

## ( અધ્યાય ૯ મો. )

ભૃગુ ઋષી કહે છે—કે, હે બ્રહ્મન્ ! પિંગલ નાગ જે ધરામાં પેઠો તે ધરામાં ગરૂડજી શા માટે ન જઇ શકયા ? તેમજ તિરસ્કારનું વચન સાંભળ્યું, છતાં કેમ મારી ન શકયા ? (૧) બ્રહ્માજી કહે છે કે હે ભૃગુ ! પૂર્વે જ્યારે મેં બ્રહ્મક્ષેત્રમાં યજ્ઞ કર્યો હતો ત્યારે કોઇ એક મહાન્ ઋષિ હિરણ્યાખ્યા ગંગાના ધરામાં તપ કરતા હતા. (૨) વળી ગરૂડ ત્યાં આવી મત્સ્ય ઇત્યાદી જળચર પ્રાણીનો નાશ ન કરે માટે તેને શ્રાપ દીધો હતો. તેથી ગરૂડજી પિંગલને છોડી વૈકુંઠમાં ગયા. (૩) તે દિવસથી નાગરાજાપિંગલ હિરણ્યગંગાનાજલનીઅંદર સુખેથી વસવા લાગ્યો. એમ ઘણો કાલ વ્યતીત થયા બાદ વિશેષ શાસ્ત્રાભ્યાસ કરવા માટે બ્રાહ્મણનું રૂપ ધારણ કરી કોઇ વિદ્વાન મહર્ષિ ગુરૂને ત્યાં ગયો. (૪, ૫) વળી ગુરૂ ચરણમાં પ્રણામ કરી હાથ જોડી સ્તુતિ કરી ત્યારે મહર્ષિ પ્રસન્ન થયા; મહર્ષિએ કહેવા માંડયું કે, હે બ્રહ્મન્ ! તમે ક્યાંથી આવ્યા તેમજ

प्रसन्नात्मा द्विजेन्द्रो वै पिंगलं समभाषत ।
भोब्रह्मन् ! कुतआयातो वदागमन कारणम् ॥ ७ ॥

पिंगलोवाच–विख्यातिं महतीं श्रुत्वा सम्प्राप्तश्चरणान्तिके ।
विद्याकामोऽस्मिते शिष्यो विद्धिमां बुद्धिसत्तम ! ॥ ८ ॥
स्वागतंभोद्विजश्रेष्ठ ! विद्यापठन कांक्षया ।
उषित्वामामेकंगेहे सुखेनाऽध्ययनं कुरु ॥ ९ ॥
सत्कृतोगुरुणासर्प उवासकतिचित्समाः ।
सेवयामास विद्योऽभूत् कृतकृत्योमुनीश्वरः ॥ १० ॥
विद्ययाभूषितः सर्पो गुरुमाराध्य भक्तितः ।
स्वकुटुम्बं पुरस्कृत्य जगाम दिशिमुत्तराम् ॥ ११ ॥
तद्देशे समहाभागः स्ववासमकरोत्तदा ।
गृहे तिष्ठन् वेदमन्त्रै रग्निहोत्रं जुहावह ॥ १२ ॥
वेदविद्वेद धर्मेण गृहस्थाश्रममाचरत् ।
निर्गते कतिचित्कालेऽवगतंतद्गरुत्मता ॥ १३ ॥

---

આગમનનું કારણ શું છે? (૬, ૭) એવું ગુરૂજીનું વચન સાંભળી પિંગલ નાગ કહે છે–કે, હે ગુરો ! તમારી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા આવેલો છું, તમારો શિષ્ય છું. તમારી પાસે વિદ્યાપ્રાપ્તિની ઇચ્છા સિવાય બીજી કોઇ પ્રકારની ઇચ્છા નથી. (૮) મહર્ષિ કહે છે–કે, હે બ્રહ્મન્ તમારૂં આગમન શ્રેષ્ઠ કાર્ય માટે છે. મારી પાસે વિદ્યાભ્યાસ કરવાની કોઇ પ્રકારે હરકત નથી. સુખેથી મારે ત્યાં વાસ કરી વિદ્યાભ્યાસ કરો. (૯) એ પ્રમાણે પિંગલ નાગે ગુરૂનું પ્રેમયુક્ત વચન સાંભળી ગુરૂને ત્યાંજ વાસ કરી ગુરૂ-સેવા બજાવતાં વિદ્યાભ્યાસ શરૂ કર્યો. (૧૦) ત્યાં પછી બ્રાહ્મણનું રૂપ ધારણ કરનાર પિંગલ નાગે ગુરૂને ત્યાં વસી બ્રહ્મવાર્તામાં કેટલાક દિવસો ગાળ્યા (૧૧) વળી ગુરૂનું ભક્તિપૂર્વક સમાધાન કરી પોતાની સ્ત્રી અને સંતતિ સાથે લઇ ઉત્તર દિશામાં ગયો. (૧૨) ત્યાં એક પવિત્ર દેશના રમ્ય નગરમાં વાસ કરી અગ્નિહોત્ર ધારણ કરી વિધિપૂર્વક શ્રી વિષ્ણુ ભગવાનની ઉપાસના કરવા લાગ્યો. (૧૩) એમ કરતાં ઉપાસનાના બળે ભગવાન્ નિત્ય

मासे नभसिसम्प्राप्ते नागपंचम्युपास्यत ।
स्त्रियः संमील्य ग्रामस्य पिंगलस्य गृहंगताः ॥ १४ ॥
सुंदरास्याः सुशीलावै सर्वाभरणभूषिताः ।
ऊचुस्तावचनं सर्वा नागपत्नीं पतिव्रताम् ॥ १५ ॥
वर्तते ऽद्यव्रतंश्रेष्ठं वयंकर्तुं समुद्यताः ।
भवत्या ऽपि प्रकर्तव्यं गच्छेम सरितस्तटम् ॥ १६ ॥
इतितासांवचः श्रुत्वा पिंगलं प्रतिभामिनी ।
सखीनामगदद्वाणीं तत्रगन्तुं मनोदधे ॥ १७ ॥
सत्वरांत्तां सविज्ञाय पिंगलः प्रत्यभाषत ।
भवत्या नहिगन्तव्यं स्वगेहात् क्वापि सुन्दरि ! ॥ १८ ॥
पतिर्देवोहि नारीणां सर्वथा श्रेयकारकः ।
सेवायां कुरुते भक्त्या भुक्तिमुक्ती भुनक्तिसा ॥ १९ ॥
इतिपिंगलनागेन सान्त्वितास्वस्य सुन्दरी ।
पुनःसकथयामास कारयिष्योहि दर्शनम् ॥ २० ॥

---

દર્શનઆપતા હતા. પિંગલ નાગ સુખેથી વસતો હતો. કેટલોક સમય વ્યતીત થયા પછી ગરૂડજીએ પિંગલ નાગની ખબર જાણી. (૧૪) પ્રસંગવશાત્ શ્રાવણ માસ આવ્યા પછી નાગપંચમીનું વ્રત કરવા માટે લોકોની પરસ્પર વાર્ત્તા ચાલવા માંડી. (૧૫) નાગપંચમીને દીને ગામની સ્ત્રીઓ મળી પિંગલ નાગને ત્યાં આવી અને તેની પતિવ્રતા સ્ત્રીને કહેવા લાગી. (૧૬) હે, સુંદરિ ! આજે નાગપંચમીનું વ્રત હોવાથી અમારા સાથે વગર વિલંબે સ્નાન કરવા ચાલો. (૧૭) એવું નગરની સ્ત્રીઓનું વચન સાંભળી, નાગપત્ની પોતાના સ્વામી પ્રત્યે સખીઓના વ્રતની હકીકત કહી સાથે જવા તૈયાર થઇ- (૧૮) ત્યારે સ્ત્રી પ્રત્યે પિંગલ નાગ કહે છે કે, હે સુંદરિ ! અન્ય કોઇ ઠેકાણે જવાની જરૂર નથી. (૧૯) કારણ કે જે સ્ત્રી પોતાના પતિદેવનું તેમજ પવિત્ર બ્રાહ્મણોનું દર્શન લે છે તે સ્ત્રી સમસ્ત તીર્થ વ્રત અને યજ્ઞનું ફળ ભોગવે છે. (૨૦) વળી હે શ્રીમતી ! હું ખરેખર

स्वामिनो वचनं श्रुत्वा प्रसन्नव नाऽभवत् ।
सखीनांमण्डले गत्वा तत्रवाच मभाषत ॥ २१ ॥
अग्निहोत्रस्य कार्याणि वर्तन्ते मम मन्दिरे ।
पत्युराज्ञांमृषा... प्रभवामि कदापिन ॥ २२
सख्यस्तस्यावचः श्रुत्वा गतास्तीर्थाश्रमेहिताः ।
नाऽगतातस्य नागस्य भार्यासावै पतिव्रता ॥ २३ ॥

इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र महात्म्ये पिंगलोपाख्याने
नवमोऽध्यायः

---

કહું છું કે, સ્ત્રીઓએ વ્રતનો મર્મ સમજ્યા વિના દેખાદેખી વ્રત કરવું એ અયોગ્ય ગણાય છે. આ દુનીઆમાં પતિવ્રતા સ્ત્રીઓને પતિસેવા સમાન એકે ઉત્તમ સાર ગણાતો નથી. (૨૧) હે સુભગે ! હું તમને નાગરાજાનાં દર્શન અહીંજ કરાવીશ. તેની તમે પ્રત્યક્ષ પૂજા કરો. તે તમને પ્રસન્ન થઇ વ્રત કર્યાનું ઉત્તમ ફલ આપશે. એમ કહી પિંગલે સ્ત્રીને શાંત કરી. (૨૨) નાગપત્નીએ પતિના વચનપર વિશ્વાસ રાખી પ્રસન્ન થઈ સખી મંડળમાં જઇ વાર્તાલાપ કરતાં જણાવવા લાગી કે, હે બ્હેનો મ્હારે ત્યાં અગ્નિહોત્ર છે. મારા પતિ તેનું સતત સેવન કરે છે. તેમની જોડે ઉત્તમ કાર્યમાં મ્હારે ભાગ લેવો પડે છે. તેમજ મારા સ્વામીની આજ્ઞા વિના હું વ્રત ઇત્યાદિ કંઇ કરી શકતી નથી માટે મારાથી આવી શકાશે નહિ એમ કહી નાગપત્ની ઘેર આવ્યા બાદ પિંગલની સ્ત્રીનાં વચનોનો વિચાર કરતી નગરની સર્વે સ્ત્રીઓ તીર્થ ક્ષેત્રમાં ગઇ. (૨૩)

॥ ઇતી શ્રી ભાવાર્થદ્યોતિની ગુર્જર ટીકાન્વિતે બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યે પિંગલોપાખ્યાને નવમોઽધ્યાય. ॥

## ( अथ दशम अध्यायः )

अग्निहोत्रस्य कर्माणि समाप्य द्विजसत्तमः ।
पिंगलो वैस्व कां भार्यां पुनर्वा च मुवाचह ॥१॥
नागस्य दर्शनं देवि कुरुष्व सुभगेऽधुना ।
इत्युक्त्वा तेन विप्रेण नागरूपं व्यलेखि हि ॥२॥
कत्रिमं नागरूपं न द्रष्टुमिच्छामि हेऽनघ ? ।
प्रत्यक्षं दर्शनं सम्यक् भवेन्नथा तथा कुरु ! ॥३॥
इति तस्या वचः श्रुत्वा पिंगलः प्राह भामिनीम् ।
त्वयासुभ्रूर्न वक्तव्यं केषामग्रे कदाचन ॥ ४ ॥
पिंगलो स्मीति नागोऽहं गरुडस्या हितेरतः ।
इत्या भाष्य स्वकं रूपं नागरूपे न्यवेशयत् ॥५॥
स्वं रूपं दर्शया मास सर्वयोग विदांवरः ।
निर्भयेनाऽर्चनं देवि कुरुष्व प्राणवल्लभे ॥६॥

---

## ( દશમો અધ્યાય. )

બ્રહ્માજી કહે છે કે, હે ભૃગો ! પિંગલ નાગ નામે બ્રાહ્મણે અગ્નિહોત્રાદિ વિધિ સમાપ્ત કરી પોતાની સ્ત્રી પ્રત્યે કહેવા માંડયું (૧) કે, હે ભાગ્યવાન દેવિ ! હું તને નાગનાં દર્શન કરાવું તે તું જો. એમ કહી નાગનું એક અદ્ભુત ચિત્ર કાઢી બતાવ્યું. (૨) સ્ત્રી કહે છે, કે મહારાજ ! આવાં ચિત્રો તો મેં ઘણાં દેખ્યાં છે મ્હારે તો નાગ રાજાનાં પ્રત્યક્ષ દર્શન કરવાં છે. (૩) ત્યારે પિંગલ નાગ બોલ્યો કે, હે સ્ત્રી ! તને પ્રત્યક્ષ નાગનાં દર્શન કરાવું. પણ તે વાત તારે કદી કોઇને કહેવી નહીં (૪) હે સુંદર ભ્રકુટી-વાળી સ્ત્રી ! ત્હારે પ્રત્યક્ષ નાગનાં દર્શન કરવાં હોય તો હું ગરૂડનો શત્રુ, મહાનાગોનો રાજા; નાગનો અવતાર, પિંગલ નામે પ્રસિદ્ધ નાગ, બ્રાહ્મણ રૂપે ફરૂં છું. એમ કહી તત્કાળ યોગ પ્રભાવથી પોતાનું રૂપ નાગરૂપમાં જોડી અદ્ભુત નાગનું દર્શન કરાવી કહે છે કે હે સ્ત્રી ! તું મારા ભયંકર રૂપથી ભય ન પામતાં પૂજા કર. તને કોઇ જાતની હરકત નથી. (૫, ૬)

इति संश्रुत्य तद्वाक्यं महाहर्षवती सती ।
गंध पुष्पैस्तथा धूप दीपवस्त्रादिभिः क्रमात् ॥७॥
अर्घ्यादिकं समानीय पूजांचक्रे यथाविधि ।
भोभोःस्वामिन् कृतार्थाऽहं जाता ह्यद्यदिने प्रिय ॥८॥
ईदृशं भवतोरूपं नशक्नोमि समीक्षितुम् ।
इतिकान्ता वचः श्रुत्वा पिंगलः कद्रुनन्दनः ॥९॥
दधाराद्विजरूपं स पुनः प्राहसतीं प्रति ।
वार्ता नैव प्रकर्तव्या त्वयासुदति कर्हिचित् ॥१०॥
भीतोहं पिंगलो नागो गरुडात् पन्नगाशनात् ।
धृत्वारूपं द्विजेन्द्रस्य वसामि वसुधातले ॥ ११ ॥
करिष्यासियदावार्ता ममत्युर्भविष्यति ।
गादित्वोति तयासाकं चचार धर्म मुत्तमम् ॥ १२ ॥

---

એ પ્રમાણે સ્વામીનાં વચન સાંભળી નિર્ભય થઇ હર્ષમાં આવેલી નાગપત્ની પૂજા સામગ્રી તૈયાર કરી વેદમંત્રોથી પૂજા કરવા લાગી. (૭) ધ્યાન આવાહન, આસન, અર્ધ્ય, આચમનીય અને ગંધ તથા પુષ્પ, ધૂપ, દીપ, વસ્ત્રાદિ અર્પણ કરી પૂજા સમાપ્ત કરી સ્તુતિ કરવા લાગી કે, હે સ્વામિન્! આજે તમારાં દર્શનથી કૃતાર્થ થઈ છું. (૮) વળી હે નાથ આવું તમારૂં અદ્ભુત સ્વરૂપ જોવાને હું શકિતમાન નથી. ત્યારે કદ્રુના પુત્ર પિંગલ નાગે સ્ત્રીની વાર્તા સાંભળી. (૯) પ્રથમના જેવું બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કર્યું તે જોઇ સ્ત્રી બહુજ પ્રસન થઇ. પિંગલે જણાવ્યું કે, હે સ્ત્રી! આ હકીકત ત્હારે કોઇ આગળ કહેવી નહીં. ( ૧૦ ) કારણ કે ગરૂડના ભયથી તેમજ મારા યોગબળથી બ્રાહ્મણનું રૂપ ધારણ કરી આ દુનિઆમાં વસું છું. અને જ્યારે જ્યારે શત્રુ તરફથી વિપત્તિ આવે છે ત્યારે ત્યારે યોગપ્રભાવથી અન્ય રૂપ ધારણ કરૂં છું. (૧૧) જો તું આ વાત કોઇ આગળ કહીશ તો શત્રુ જરૂર જાણશે અને તેથી મ્હારૂં મૃત્યુ થશે. એવી રીતે સ્ત્રીને સારી રીતે સમજાવી વિનોદ વાર્તાથી ગૃહસ્થ ધર્મ ચલાવવા લાગ્યો. ( ૧૨ ) હે પુત્ર ભૃગો! એમ કરતાં કેટલાક દિવસ વિત્યા બાદ

कस्मिन् दिवसे पुत्र प्रोवाच सा सखीं प्रति ।
भोसखि ऽणुमद्वाक्यं कथं निन्दां करोषि मे ॥ १३ ॥
स्वामिमे पिंगलोनागः कथमन्यस्य पूजनम् ।
महद्भाग्यादसौ प्राप्तो बलवान् धार्मिकः सुधिः ॥ १४ ॥
साऽपि ह्यन्याः सखीः प्राप्य ताभ्यस्तत् प्रशशंसह ॥१५॥
इतिपरंपरावार्ता पुत्र जाता गृहे गृहे ।
गरुडश्चापि तज्ज्ञात्वा गत्वोवाच भुजंगमम् ॥ १६ ॥
भोभोपिंगलदुष्टात्मन् कथंजीवितुमिच्छसि ।
कुरुयुद्धमयासार्ध मागतस्तवसन्निधौ ॥ १७ ॥
पिंगलोऽपिचतं ज्ञात्वा गरुडं प्राणनाशनम् ।
उत्थाय द्विज रूपेण चकार युद्ध मुत्तमम् ॥१८॥

---

પિંગલ નાગની પત્ની સ્ત્રીસ્વભાવને લીધે નગરની અન્ય સ્ત્રીઓ આગળ કહેવા લાગી, કે, હે સ્ત્રીઓ ! તમે મારી નિંદા કરતી હશો પણ હું તમને આશ્ચર્યકારક વાત કહું તે સાંભળો. (૧૩) તમે નાગપંચમીનું વ્રત કરી નાગનાં ચિત્ર કાઢી તેની પૂજા કરી. વળી તેવી પૂજામાં મને જોડાવા પ્રયત્ન કરતી હતી પણ તે વ્યર્થ છે કારણ કે મારા ઘરમાં મારા સ્વામીનાથ નાગનો અવતાર છે. પ્રત્યક્ષ નાગ છે તો તેમને છોડી બીજાં જડ ચિત્રોની પૂજા કરવી એ વ્યર્થ છે. મારા સ્વામી શૂર, ધાર્મિક, બુદ્ધિવાન્ ને ગુણ-વાન્ છે. તે મારા ભાગ્યને લીધેજ મને પ્રાપ્ત થયા છે. (૧૪) એવાં નાગ-પત્નીનાં વચન સાંભળી નગરની સ્ત્રીઓ પોતાના સ્થાને જઈ બીજે દિને અન્ય સખીઓના આગળ પિંગલની હકીકત વિસ્તારપૂર્વક કહેવા માંડી એમ કરતાં પિંગલ નાગની વાત જાહેર થઈ અને ઘેર ઘેર વાત ચાલતાં ગરૂડને પ્રથમ જાણેલી વાત નક્કી થઈ (૧૫, ૧૬) ગરૂડજી પિંગલને ત્યાં આવી ધિઃકારી કહ્યું કે, હે દુષ્ટાત્મન્ ! મારા જેવા શત્રુને માથે રાખી હજુ તું કેમ જીવવાની ઇચ્છા રાખે છે? તું યોગપ્રભાવથી અને વિદ્યા-બળથી બલવાન છે તો મારા સાથે યુદ્ધ કર ત્હારો સર્વ પ્રકારે ગર્વ ઉતા-રીશ. (૧૭) પિંગલ નાગે યુદ્ધ કરવા માંડ્યુ. (૧૮) આમ પિંગલ નાગ

तार्क्ष्य पिंगलयोर्युद्धं तु मुलंच भयावह ॥
विलोक्य विबुधाः सर्वे बभूवु भयकातराः॥१९॥
एवं युद्धे प्रवृत्तेवै कियत् कालोगते यदा ।
तदातार्क्ष्य मघातेन पपातफण मुत्तमम् ॥२०॥
यत्रापतत् फणं तत्र प्रकटोऽभूत्सदाशिवः ॥
फणीन्द्र इति नाम्नावै जातो मुक्ति प्रदायकः ॥२१॥
एवं भयानके युद्धेऽन्यदाश्चर्य मुपस्थितम् ॥
पतितं पक्षि राजस्य पक्षपिच्छ द्विजोत्तम ? ॥२२॥
पक्षि राजेऽति नाम्नेऽदं तीर्थं देवैः कृतं शुभम् ।
इत्थं भूम्यां सुसंस्थाप्य शिवस्याऽवाहनं कृतम् ॥२३॥
एवं तीर्थानि पुण्यानि तत्र संति बहुनिवै ।
भूतलं हस्त मात्रं च नहि तीर्थं विना क्वचित् ॥२४॥
तत्र देवाश्च सिद्धाश्च बहवोमुनयस्तथा ॥
वसन्ति पावने क्षेत्रे मोक्षाय प्रशमाय च ॥२५॥

इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये पिंगलोपाख्याने दशमोऽध्यायः

---

અને ગરૂડનું (તુમુલ) એકસરખું ભયંકર યુદ્ધ થવા માંડયું તે જોઇ સ્વર્ગના દેવતાઓ ચકિત થયા. ( ૧૯ ) યુદ્ધ ચાલતાં ક્ષણે ક્ષણે રૂપ બદલનારા પિંગલ નાગને ગરૂડની પાંખના ભયંકર આઘાતથી તેનું ઉત્તમ ફણી નષ્ટ થયું, (૨૦) હે ભૃગો ! નાગોના રાજા પિંગળનું ફણ પડવાથી મહાદેવ પ્રસન્ન થઇ ફણ પાસે પ્રગટ થયા તે સમયથી તેમનું નામ "ફણીન્દ્રનાથ" એમ કહેવાયું, તે બ્રહ્મક્ષેત્રમાં સદાને માટે કાયમ થયું. (૨૧) વળી ભયંકર યુદ્ધ થતાં ગરૂડજીની પાંખનું પીછું નષ્ટ થયું (૨૨) તેને લીધે દેવતાઓએ **પક્ષીરાજ** નામનું શ્રેષ્ટ તીર્થ બનાવ્યું. વળી તે પૃથ્વીપર સ્થાપન કરી મહાદેવને વિરાજવાનું આસન બનાવી ધ્યાન કર્યું તેટલામાં તે પીંછા પાસે પ્રગટ થયેલા સ્વયંભૂ મહાદેવને જોઇ તેમનું નામ **પક્ષીન્દ્રનાથ** પાડયું તે પણ બ્રહ્મક્ષેત્રમાં સદાને માટે તીર્થરૂપે કાયમ થયું. (૨૩) એ પ્રમાણે બ્રહ્મક્ષેત્રમાં બીજાં ઘણાં શ્રેષ્ટ તીર્થો છે. હે પુત્ર ! સમસ્ત બ્રહ્મક્ષેત્રની ભૂમિમાં હસ્ત માત્ર જેટલા પણ તીર્થ વિનાની જગા નથી. ત્યાં અનેક દેવ, સિદ્ધ અને ઋષિ મુનિઓ શાન્તિ અને મોક્ષ માટે વસે છે. (૨૪, ૨૫)

ઇતિશ્રી બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રમાહાત્મ્યે પિંગલોપાખ્યાને
શ્રી ગુર્જર ટીકાન્વિતે દશમ અધ્યાયઃ

# एकादशोऽध्यायः

भृगुरुवाच–छिन्नपक्षो पक्षिराजः नागेनसह किंकृतम् ।
तत्सर्वं श्रोतुमिच्छामि कथयत्वं पितामह ॥ १ ॥
ब्रह्मोवाच–शृणुपुत्रप्रवक्ष्यामि नागस्य गरुडस्यच ।
अतीवदारुणंयुद्धं तुमुलं रोमहर्षणम् ॥ २ ॥
पक्षीन्द्रेणसमं सर्पस्तु युद्धं कृतवान् चिरम् ।
अन्यत् फणप्रहारेण पश्चात् क्षीणबलोऽभवत् ॥ ३ ॥
तीक्ष्णास्तार्क्ष्यप्रहारावै नसोढा भुजगामिना ।
जातव्यथः क्षणेनासा वपतत् पृथिवी तले ॥ ४ ॥
वीक्ष्यतं धरणीप्राप्तं रोषवान् विनतासुतः ॥
तीक्ष्णचञ्चुप्रहारेण तद्देहमकरोत् क्षतम् ॥ ५ ॥
क्षतैः शतैः समायुक्तो बलहीनो भुजंगराट् ।
शनैः शनैः समागच्छत् त्रिवेणी संगमे सुत ! ॥ ६ ॥

---

## ( અધ્યાય ૧૧ મો. )

ભૃગુ ઋષિ કહે છે, કે હે બ્રહ્મન્ ! પૂર્વે ગરૂડ અને પિંગલે કેવું યુદ્ધ કર્યું હતું, તે સાંભળવાની ઇચ્છા છે માટે તે વાત વિસ્તારપૂર્વક કહો. આપના મુખની વાણી સાંભળી ઘણો આનંદ થાય છે અને તીર્થનું માહાત્મ્ય સાંભળી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. (૧) બ્રહ્માજી કહે છે હે ભૃગુપુત્ર ! નાગ અને ગરૂડનું ભયંકર યુદ્ધ નિર્દય માણસને રોમાંચીત કરે તેવું છે (૨) જ્યારે પિંગલ નાગ પોતાના બળવડે ફણાઓના પ્રહારથી ગરૂડ સાથે લાંબો સમય યુદ્ધ કર્યું ત્યારે નાગરાજા બળહીન થયો. ગરૂડની પાંખોના પ્રચંડ પ્રહારો નાગથી સહન થઇ શકયા નહીં તેથી દુઃખ પામતો પૃથ્વીપર પડ્યો. (૩, ૪) હે મહાબુદ્ધિમન્ ભૃગો ! ગરૂડજીએ સર્પને જોયા બરાબર પકડ્યો. (૫) ત્યારે તે પોતાનું અગાધ બળ અજમાવી એકદમ ગરૂડના પાશમાંથી છુટી હિરણ્યાખ્ય ગંગાના પવિત્ર ત્રિવેણી સંગમમાં પડ્યો. (૬) ત્યાં સ્નાન કરી વિદ્યાબળથી પોતાનું મૃત્યુ નજીક છે, એમ

जले तत्राऽहिना स्नात्वा लब्धंबलमनुत्तमः ।
योगसि ो म नागो युयुधे वै गरुत्मता ॥ ७ ॥
ततः कोपावरुन्धानः खगानामधिपेश्वरः ॥
प्रसभंस विनिःसृत्य तीक्ष्णचञ्च्वाजघ नतं ॥ ८ ॥
तत्क्षणे सच्चिदानन्दं प्रकृतेः पुरुषात् परं ।
अद्वयं निर्मलं शान्तं ध्यात्वा स तन्मयोऽभवत् ॥ ९ ॥
सर्पकारणदेहं वै मुक्त्वा विष्णुसमोऽभवत् ।
एषपुत्र महोत्कर्षो जातः क्षेत्रस्य कारणात् ॥ १० ॥
तं दृष्ट्वा विनता पुत्रो विष्णु रूपेण पिंगलम् ।
प्रणम्य पादयो भेक्त्या नम्रः प्राह कृताञ्जलिः ॥११॥
क्षन्तु मर्हसि भो स्वामिन् सागसंदीन वत्सल ! ।
अहो मया कृतं युद्धं भ्रान्तोहं देवमायया ॥१२॥

---

જાણી ઇશ્વર પ્રાપ્તિરૂપ સાધન માટે દેહાદિકની અહંભાવના છોડી, ઇશ્વરમાં મન જોડી તન્મય થયો પરંતુ ગરૂડજી યુદ્ધ કરતા બંધ થયા નહીં. તેથી પ્રાપ્ત થયેલો પ્રસંગ પૂરો કરવા માટે પોતાની દિવ્ય ફણાવડે પ્રહાર કરી ગરૂડને પૃથ્વીપર પાડયો. (૭) ત્યારે મહાક્રોધમાં આવેલા પક્ષીઓના રાજા ગરૂડે પોતાની તીક્ષ્ણ ચાંચથી નાગનું ફણી છેદ્યું. (૮) તે ફણ જયાં નાગને વાસ કરવાની જગા હતી ત્યાં પડયું, અને તે વખતેજ તેના પ્રાણ ગયા. (૯) મરતી વખતે નાગરાજા ભગવત્પરાયણ થયેલો હોવાથી ભગવન્મય સાક્ષાત્ વિષ્ણુરૂપ ધારણ કરી શંખ, ચક્ર, ગદા અને પદ્મ ઇત્યાદી આયુધોથી શોભાયમાન બની કરોડો સૂર્ય જેવો તેજસ્વી દેખાવા લાગ્યો. તેને જોઇ ગરૂડ ચકિત થયા. વળી આ નાગ–વિષ્ણુરૂપ શાથી બન્યો; એમ વિચારમાં પડી મરણ વખતની તેના અંતઃકરણની ભગવન્મય સ્થિતિ વિચારી, યુદ્ધ થયાનો મનમાં પશ્ચાતાપ કરવા લાગ્યો. (૧૦) વળી તીર્થના પ્રભાવથી અને યોગસમાધિની સિદ્ધિથી વિષ્ણુસ્વરૂપને પામેલા નાગરાજાના ચરણુમાં સાષ્ટાંગ નમસ્કાર કરી પ્રાર્થના કરવા લાગ્યો કે, હે દીનવત્સલ ! તમારા પ્રત્યે કરેલા અપરાધની હું ક્ષમા માગું છું. (૧૧) અરે ! હું પિંગલ બ્રાહ્મણને ત્યાં કેમ ગયો ? અને યુદ્ધ પણ શા માટે કર્યું ? એવું

ईदृशं गरुडं वीक्ष्य न किमप्य ब्रवीद्वचः ।
भगवद्ध्यानपूतोऽसौ सद[illegible]यं परंगतः ॥१३॥
तार्क्ष्योपरि समारुह्य सर्वलोक नमस्कृतम् ।
विष्णुलोकं परंधाम जगाम परमं पदम् ॥ १४ ॥
नागोऽसौ पाप रूपः क्व ? क्व स्थानं परमं प्रभोः ।
ब्रह्मतीर्थ प्रभावेण गतोऽसौ केशवाऽलये ॥ १५ ॥
नागमोक्षोऽभवत्तस्मादसौ नाग ह्रदः स्मृतः ।
तत्र त्वं याहि हे पुत्र स्वीय पाप प्रशान्तये ॥ १६ ॥
यथा गंगाजलं पुण्यं यथा गोदावरी जलम् ।
यथा च गोमती तोयं तथेदं पावनं जलम् ॥ १७ ॥
यत्र स्नात्वा नरो वत्स ! पुण्यमल्पंकरोति चेत् ।
मेरुमात्र फलं लब्ध्वा वसति केशवालये ॥ १८ ॥
तत्र श्राद्धं प्रकुर्वंति ये नराः पुण्यदे ह्रदे ।
तृप्यन्ति पितरस्तेषां मुच्यन्ते महतो भयात् ॥ १९ ॥

---

પશ્ચાતાપ ભરેલું ગરૂડનું વચન સાંભળ્યું છતાં ભગવત્પરાયણ થરેલા પિંગલે તે વાત મનમાં ન લાવતાં ગરૂડ ઉપર બેસી સર્વ લોકોએ વંદન કરેલા શ્રેષ્ઠ વિષ્ણુલોકમાં ગયો. (૧૨, ૧૩) બ્રહ્માજી કહે છે કે, હે પુત્ર ! પાપયોનિમાં જન્મેલો અને તમોગુણી સર્પોમાં રહેલો સર્પજાતિ નાગ ક્યાં ? અને શ્રી વિષ્ણુલોકમાં થયેલી તેની ગતિ ક્યાં ? એ સર્વે બ્રહ્મસરિતા હિરણ્યાખ્ય ગંગાના પ્રતાપે બનેલું છે (૧૪) વળી નાગનો ઉદ્ધાર થયો તે સમયથી ધરાનું "नागह्रद" (નાગધરો) એવું નામ પડયું. હે પુત્ર ! ભૃગુ ! તમે ત્યાં જઈ તપ આરંભો. (૧૫) ગંગા, ગોદાવરી અને ગોમતી વિગેરે પવિત્ર અને મોક્ષદાયક નદીઓ છે. તેવીજ આ હિરણ્યાખ્ય ગંગા પરમ કલ્યાણ કરનારી છે. તેમાં સ્નાન કરી લેશમાત્ર પુણ્ય કર્યું હોય તો તેનું ફલ મેરૂ પર્વત જેટલું પ્રાપ્ત થાય છે અને વિષ્ણુલોકમાં વાસ થાય છે. (૧૬, ૧૭) જે મનુષ્યો તે પવિત્ર ધરાના કિનારે શ્રાદ્ધ કરે છે, તેમના પિતૃઓનો ઉદ્ધાર થાય છે અને તે પરમગતિને પામે છે. (૧૮) ભૃગુ કહે છે—હે ભગવન્ ! મારાપર કૃપા કરી પક્ષીરાજના તીર્થ માહાત્મ્યનું વર્ણન

भृगुरुवाच—[illegible]ं पक्षि राजस्य श्रोतुमिच्छामित्वन्मुखात् ।
कथयाविस्तरेणाऽथमदनुग्रहकारकः ॥ २० ॥
तत्र पापं गतं केषां जनानां पाप कारिणाम् ।
यदाऽनु कंपया ब्रह्मन् शरणागत वत्सल ॥ २१ ॥
पक्षीन्द्रवाम देवस्य माहात्म्यं न श्रुतं मया ।
तत्वं पृच्छाम्यहं ब्रह्मन् प्रपन्न जनपालक ॥ २२ ॥
शिवउवाच—इत्थं भृगोर्वचः श्रुत्वा शान्तिदं ज्ञानदायकं ।
पक्षि राजस्य माहात्म्य मारभत प्रभुःकिल ॥ २३ ॥
संवादं ब्रह्मपुत्रस्य ब्रह्मणः परमात्मनः ।
श्रुत्वा नरो विमुच्येत शिवे संसार बंधनात् ॥२४॥

इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये पिंगलोपाख्याने
एकादशोऽध्यायः

---

કરો. (૧૯) તે સ્થળે જવાથી કયા પાપીઓનાં પાપ નાશ પામ્યાં તે કૃપા કરી સમજાવો. (૨૦) વળી મહાદેવ અને પક્ષીરાજની હકીકત મેં કદી પણ સાંભળી નથી તેથીજ વખતો વખત પૂછું છું માટે હે ભક્તવત્સલ! મને કહો. (૨૧, ૨૨) ભૃગુનું વચન સાંભળી બ્રહ્માજી પક્ષીરાજ તીર્થ માહાત્મ્યનું વર્ણન કરવા લાગ્યા. (૨૩) મહાદેવ કહે છે, હે પાર્વતિ! બ્રહ્માના પુત્ર ભૃગુ અને બ્રહ્માજીનો સંવાદ જે મનુષ્યો શ્રવણ કરે છે તે સંસાર બન્ધનમાંથી મુક્ત થાય છે. (૨૪)

॥ ઇતિ શ્રી ભાવાર્થદ્યોતિની ગુર્જર ટીકાન્વિતે પિંગલોપાખ્યાને
એકાદશોઽધ્યાય. ॥

# ॥ अथ द्वादशोऽध्यायः ॥

ब्रह्मोवाच—माहात्म्यं पक्षिराजस्य जनानां मुक्तिदायकम् ।
पवित्रं सर्व पापघ्नं प्रवक्ष्यामि तवाग्रतः ॥ १ ॥
सूर्यवंशसमुत्पन्नो रघूणांमानवर्धनः ।
आसीज्जन्मेजयो राजा सत्यसन्धः प्रतापवान् ॥२॥
धर्मशा[illegible]तो नित्यं द्विजपोषण तत्परः ।
धर्मवादी सत्यशीलः प्रजापालन उत्सुकः ॥ ३ ॥
महापुण्ये पुरे तस्य न कोऽपि पातकीजनः ।
दुःखं धनस्य न क्वापि जनानां विद्यते द्विज ! ॥ ४ ॥
भार्यातस्य सुशीला वै गुणेन द्रौपदी समा ।
अपुत्रा विह्वाला चाऽऽसीद्राजानं प्राह सुन्दरी ॥ ५ ॥
मयिप्रजा न जायन्ते किमस्ति तस्यकारणम् ।
उपायः खलु कर्तव्यो येन वंशो विवर्धते ॥ ६ ॥

---

## ( અધ્યાય ૧૨ મો. )

હે ભૃગો ! પક્ષીરાજતીર્થનું વર્ણન શ્રવણ કરવા યોગ્ય છે. સર્વ પાપને નાશ કરી પુણ્યનો વધારો કરી દેવ—મનુષ્યોને મોક્ષ આપનારૂં છે. કોઈ સમયે પૃથ્વીપર સૂર્યવંશમાં જન્મેલો સત્યવાદીધાર્મિક અને શાસ્ત્રપર પ્રેમી બ્રાહ્મણોનું પાલન કરનાર અને પ્રજાની રક્ષા કરવામાં તત્પર જન્મેજય નામે રાજા રાજ્ય કરતો હતો. ( ૧, ૨, ૩ ) તેના પ્રવિત્ર નગરમાં કોઇ પ્રજા પાપી ન હતી, તેમજ ધનાદિભોગ સંપત્તિથી દુઃખી પણ ન હતી. (૪) રાજાને એક રાણી હતી. તે સુશીલ, ધાર્મિક અને દ્રૌપદી સમાન સર્વગુણ-સમ્પન્ન હતી. તેને સંતાન નહીં હોવાથી મનમાં દુખી થતી હતી, એક સમયે પોતાના સ્વામી આગળ દુઃખની વાત જણાવવા લાગી. કે મારે સંતતિ ન થવાનું કારણ શું છે? તેનો ઉપાય શોધો; કે જેથી આપણા વંશની વૃદ્ધિ થાય. આ વાતનો રાજાએ સંપૂર્ણ વિચાર કરી, રાજ્યનો બંદોબસ્ત યોગ્ય મંત્રીઓદ્વારા કરી, મહાવનમાં ગયો, ત્યાં મુનિઓના આશ્રમમાં જઇ પ્રણામ પૂર્વક વિનંતિ કરવા લાગ્યો. ( ૫, ૬, ૭ ) કે હે તપસ્વી મહા-

सोऽपितस्या वचः श्रुत्वा जगाम गहनं वनम् ।
मुनीनामाश्रमे गत्वा नत्वेदमब्रवीद्वचः ॥ ७ ॥

श्रृणुध्वंभो तपःश्रेष्ठा मदनुग्रहकारकाः ।
कस्यपापस्य योगेन जायन्ते न प्रजा मम ॥ ८ ॥

इतितस्य वचः श्रुत्वा मुनयो गौतमादयः ।
प्रभावकथनेशीला स्तमूचु र्मुनिसत्तमाः ॥ ९ ॥

श्रृणुष्व भो महाराज ! तव पापस्यकारणः ।
येन पाप प्रभावेणं न जाता सन्तति स्तव ॥ १० ॥

पूर्वेभवेऽभवद्राजन् ! वैश्यजातिर्भवान् किल ।
वणिक् कर्मरतो नित्यं प्रजापोषण तत्परः ॥ ११ ॥

एकस्मिन्दिवसे वैश्यः प्रातः कृत्वा शनंद्विज ।
व्यापाराय ततः सद्यो ह्यन्यद् ग्रामान्तरं गतः ॥ १२॥

मार्गे वै गच्छतस्तस्य तृषाजाताऽतिदुस्तरा ।
तस्मिन्वने महाकूपो ददृशे जल पूरितः ॥ १३ ॥

---

ત્માઓ ! મારાપર કૃપા કરી મને કહો કે કયા પાપને લીધે મને સંતતી થતી નથી. (૮) રાજાનું વચન સાંભળી ત્રિકાળદર્શી ગૌતમાદિ ઋષિઓ કહેવા લાગ્યા કે, હે રાજન્? જેને લીધે તને સંતતિ થતી નથી, તે ત્હારા (પ્રારબ્ધ) પાપના કારણને કહીએ છીએ તે શ્રવણ કર. (૯, ૧૦) હે રાજન્? પૂર્વ જન્મમાં તું વૈષ્ણવ હતો. સારી રીતે વેપાર કરી ધન મેળવી, પોતાના કુટુંબનું પોષણ કરવા તત્પર રહેતો હતો. (૧૧)

તેવામાં એક દિવસે તેં ભોજન કરી વ્હેપાર માટે પોતાના ગામથી બીજે ગામ નીકળ્યો, રસ્તે જતાં બહુ તરસ લાગેલી હોવાથી જલાશયની ખોળ કરવા લાગ્યો તેટલામાં એક કુવો દેખવામાં આવ્યો તે પ્રસંગે ઘણી તરસથી પીડાતી અને સૂર્યના તાપથી શ્રમિત થયેલી દોડતી એક ગાય આવી તેને તેં એકદમ લાકડીઓ મારી કાઢી મૂકી ત્યારે તે ગાયે તને શાપ દીધો કે હે દુષ્ટ નિર્દય? ત્હારી સ્રી વંધ્યા થશે. (૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬)

वैश्य ऽत्रगतो राजन्मे तस्मिन् कूपसन्निधौ ।
आगता तत्समीपे वै गौ रेकाऽति पिपासिता ॥१४॥
धर्महीनेन वैष्येण काष्ठदण्डेन ताडिता ।
ःखिता सा पतद्भूमौ निःश्वसन्ती रुरोदह ॥१५॥
रे दुरात्मन्! दयाहीन! कथंमांतुदासि भृशम् ।
प्रमदाऽपत्यहीनाते भविष्यति न संशयः ॥१६॥
तच्छापस्य प्रभावेण प्रजापालन तत्पर! ।
न जायन्ते प्रजा राजन्! सुसाध्व्यां भवतः स्त्रियाम् ॥१७॥
तस्मात्त्वं याहि हे राजन्! ब्रह्मक्षेत्रेऽतिनिर्मले ।
यत्र वसाति विश्वात्मा खगराजेश्वरः शिवः ॥१८॥
इति तेषां वचः श्रुत्वा राजाजन्मेजयः सुत!
आगतो मामके क्षेत्रे पक्षिराजस्य सन्निधौ ॥१९॥
अमात्यै र्बहुभिः सैन्यैः सार्द्धं नागरिकै स्तथा ।
आगत्यपूजनञ्चक्रे सभार्यो विधि पूर्वकम् ॥२०॥
पक्षिराजो महाशंभु र्ददौ तस्मै वरं शुभम् ।
सुप्रजां लप्स्यसे राज ननुरूपां स्वगुणै र्भवान् ॥२१॥

---

હે રાજન્! તે શાપના પ્રભાવથી ત્હારી સુશીલ સ્ત્રીને સંતાન થતું નથી. માટે સર્વ પાપને નાશ કરનાર, પક્ષીન્દ્ર ગરૂડનો ઉદ્ધાર કરનારા અને જગતના આત્મા મહાદેવ જ્યાં વસે છે; તે બ્રહ્મક્ષેત્રમાં જઇ તેમનું પૂજન કર. ( ૧૭–૧૮ ) જન્મેજય રાજા એ પ્રમાણે ઋષિનું વચન સાંભળી બ્રહ્મક્ષેત્રમાં જવા માટે તૈયાર થયો. ( ૧૯ ) પોતાની સ્ત્રીને સાથે રાખી, તેમજ પ્રધાનવર્ગ અને સૈન્યને લઇ પવિત્ર બ્રહ્મક્ષેત્ર-માં આવી વિધિપૂર્વક શ્રી પક્ષીન્દ્રનાથ મહાદેવનું પૂજન કર્યું. (૨૦) પૂજાના પ્રભાવથી મહાદેવે પ્રસન્ન થઇ વરદાન આપ્યું કે, તને સુશીલ પુત્ર પ્રાપ્ત થશે. ( ૨૧ ) રાજાને વરદાન મળેલું હોવાથી ખુશી થતો પોતાના

सोऽपिपुत्र ? वरं लब्ध्वा जगामनगरं स्वकम् ।
पुत्रपौत्रान्वितो भूत्वा चक्रे राज्यमकण्टकम् ॥२२॥
ईदृशं मामकं क्षेत्रं सर्वपाप प्रणाशनम् ।
सर्वसौख्यकरं दिव्यं तत्रत्वंगच्छभार्गव ! २३
अतः परं प्रवक्ष्यामि पुरावृत्तं पुरातनम् ।
पक्षिराजस्यमाहात्म्यं सावधानतयाश्रृणु ॥२४॥

इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये पक्षिराजतीर्थवर्णनं नाम द्वादशोध्यायः

---

## ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

ब्रह्मोवाच—पक्षिराजस्यमाहात्म्यं प्रवक्ष्यामि महामुने ।
यस्य स्मरण मात्रेण मुच्यते कोटि पातकात् ॥१॥

---

રાજ્યમાં આવ્યો. કેટલાક સમય વીત્યા બાદ પુત્રાદિ સન્તતિ થઇ અને રાજા સુખી થયો. માટે હે ભૃગો ! કલ્યાણ કરનાર બ્રહ્મક્ષેત્રની અંદર જાઓ. ( ૨૨ ) બ્રહ્મક્ષેત્ર સર્વ સિદ્ધિને આપનારૂં, મહાપાપોને નષ્ટ કરનારૂં અને સંસાર બન્ધનને તોડી મોક્ષ આપનારૂં છે. ( ૨૩ ) આ દૃષ્ટાંત વિના પણ બીજું એક પુરાતની દૃષ્ટાંત; "પક્ષીન્દ્રનાથ"ના મહાત્મ્ય રૂપે છે જે હું કહું છું તે સાવધાનપણાથી સાંભળો. ( ૨૪ ) ઇતિ શ્રી ભાવાર્થ દ્યોતિની ગુર્જર ટીકાન્વિત બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યે પક્ષિરાજ તીર્થ વર્ણનં નામ દ્વાદશોઽધ્યાય.

---

### ( અધ્યાય ૧૩ મો. )

બ્રહ્માજી કહે છે કે, હે ભૃગો ! પક્ષીરાજ તીર્થનું માહાત્મ્ય સાંભળવાથી માણસ કરોડો પાપથી મુક્ત થાય છે. અને તેનો ઉદ્ધાર થાય છે. (૧) જે પ્રાણી બ્રહ્મક્ષેત્ર જઇ થોડું પુણ્ય કરે તો પણ તેને સોગણું ફલ

सन्निधौ तस्य योजन्तु राचरेत् सुकृतं यदि ।
तस्य शतगुणं पुण्यं भवत्येव न संशयः ॥२॥
पिशाचोब्रह्मरक्षो वा प्रेतयोर्निगतोऽपिवा ।
हिरण्याद्या जलेस्नात्वा मुच्यतेपापराशिभिः ॥ ३ ॥

भृगुरुवाच–संसारवासनायुक्तो प्रेतयोर्निगतोऽपिवा ।
कःप्रमुक्तोऽभवद्ब्रह्मन् तत् प्रवक्तुमिहार्हसि ॥ ४ ॥
अवन्तिनगरेरम्ये श्रुतदेवेति नामतः ।
आसीद्विप्रोगुणैर्युक्तो नीतिमान् धार्मिकःसुधीः ॥५॥
भार्यातस्यसुकल्याणी पतिप्रेमविवर्द्धिनी ।
कालेन सुषुवेसाध्वी पुत्ररत्नं सुशोभनम् ॥ ६ ॥
अनन्तरं द्विजेन्द्रस्य पतिसेवन तत्परा ।
गर्भंदधार कल्याणी कतिचित्समये पुनः ॥ ७ ॥
सम्पूर्णे दशमेमासे प्रसूतातस्य कन्यका ।
यदैकहायनापुत्री दम्पत्योः समजायत ॥ ८ ॥

---

પ્રાપ્ત થાય છે. (૨) તે ક્ષેત્રમાં વહેતાં હિરણ્ય ગંગામાં સ્નાન કરવાથી; પ્રેત પિશાચ અને બ્રહ્મરાક્ષસપણું તથા કરોડો પાતકો નાશ પામે છે. (૩) ભૃગુ કહે છે–કે, હે બ્રહ્મન્? તે તીર્થમાં સ્નાન કરવાથી પાપમાંથી મુક્ત થયેલા કયા લોકો છે, તે લોકોનો ઇતિહાસ મને વિસ્તાર પૂર્વક કહો. (૪) એવું ઋષિનું વચન સાંભળી બ્રહ્મા બોલ્યા, અવન્તી નામના નગરમાં "શ્રુતદેવ" નામે બ્રાહ્મણ વસતો હતો. તેની સુકલ્યાણી નામે સ્ત્રીને એક પુત્ર થયો. પુત્ર એક વર્ષનો થયા બાદ તેની સ્ત્રીને પુનઃ ગર્ભ રહ્યો. દશ માસ પૂરા થયા પછી એક કન્યા ઉત્પન્ન થઇ. એમ પુત્ર બે વર્ષનો અને કન્યા એક વર્ષની થયા બાદ બ્રાહ્મણ અને તેની સ્ત્રી ઝેરવાળું દૂધ ખાવાથી મરણ પામ્યાં (૫, ૬, ૭, ૮) એવી રીતે બ્રાહ્મણ અને બ્રાહ્મણની સ્ત્રીનું અકાળ મૃત્યુ થવાથી તેમજ સંસારમાં ચિત્ત રહેલું હોવાથી તે બન્ને પ્રેત-યોનિને પામ્યાં. કેટલોક સમય વીત્યાબાદ પુત્ર અને પુત્રી યુવાવસ્થાને પ્રાપ્ત

गरलेन समायुक्तं भक्षितं दुग्धं पयः ।
तेनतौ निधनंप्राप्तौ दम्पतीपुत्र लालसौ ॥ ९ ॥

अकालमृत्युं सम्प्राप्तौ प्रेतयोनिंगतौचतौ ।
कियत्काल व्यतीते वै तनयोवयसंगतः ॥ १० ॥

सपुत्रोऽध्यवेदांश्च गृहस्थाश्रममाचरत् ।
तावदेकःसमायातो दूरदेशाद्द्विजः खलु ॥ ११ ॥

वेदाध्ययनमाकांक्षी तद्गेहे न्यवसत्तदा ।
सर्वविद्याः पठित्वाथ ग्रहंगन्तुं मनोदधे ॥ १२ ॥

भगिनींस्वांददौ विप्र स्तंद्विजं वेदपारगम् ।
तदो चतुश्चतौवाचं प्रेतयोनिंगतावुभौ ॥ १३ ॥

सर्वे विस्मयमाविष्टाः विदित्वादुर्गतिं तयोः ।
पित्रोरुद्धरणार्थाया गच्छन् क्षेत्रेतु मामके ॥१४॥

सन्निधौ पक्षिराजस्य पिण्डदानादि केनवै ।
श्राद्धं चकारविधिना द्विजमाहूय कर्मठम् ॥ १५ ॥

---

થયાં (૯) પુત્ર વેદશાસ્ત્રનો અભ્યાસ કરી શ્રેષ્ઠ વિદ્વાન્ બની ધર્મથી ગૃહસ્થાશ્રમ ચલાવતો હતો, તે સમયે તેને ત્યાં કોઇ બ્રાહ્મણ દૂરદેશથી આવ્યો. (૧૦) તે દૂર દેશી બ્રાહ્મણ ઉપરોકત બ્રાહ્મણ બાળક પાસે મહેનત લઇ વિદ્યા ભણ્યો. અને અભ્યાસ પૂરો થયા પછી પોતાને ઘેર જવા તૈયાર થયો. ( ૧૧ ) ત્યારે તેને વિદ્વાન જાણી જવા ન દેતાં તે બ્રાહ્મણ બાળકે પોતાની બ્હેનનું લગ્ન તેની સાથે કર્યું. ત્યારે પ્રેતયોનિને પામેલાં તે પુત્રીનાં માતાપિતા બોલ્યાં. ( ૧૨ ) કે હે જામાત! અધોગતિને પ્રાપ્ત થયેલાં અમારો ઉદ્ધાર કરવા માટે બ્રહ્મક્ષેત્રમાં જઇ શ્રાદ્ધાદિ ક્રિયા કરો. ત્યારે વિસ્મય પામેલો જમાઇ બ્રહ્મક્ષેત્રમાં જઇ તીર્થશ્રાદ્ધ–પ્રેતક્રિયા વગેરે કરવા લાગ્યો અને વિધિપૂર્વક શ્રાદ્ધ કરી, પિંડનું દાન કરી, પક્ષીરાજની પૂજા કરી, બ્રાહ્મણને દાન કર્યાં. ( ૧૩–૧૪ ) પક્ષીરાજ તીર્થનાં ક્ષેત્રમાં પિંડ

सञ्छ्रुत्या यदासांगः समाप्तिमगाद्विधिः ।
तदाश्चर्यमभूत्तत्र प्रेतौमुक्तौ बभूवतुः ॥ १६ ॥
दिव्यरूपधरौशान्तौ दिव्याभरणभूषितौ ।
शिवस्वरूपसम्प्राप्तौ जग्मतुः शिवधामनि ॥ १७ ॥

इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये पक्षिराज माहात्म्य वर्णनंनाम त्रयोदशोऽध्यायः

## ( अथ चतुर्दशोऽध्यायः )

ब्रह्मोवाच—एतत्ते कथितं पुत्र सर्वं सौख्यकरं शुभं ।
धर्मार्थयोः प्रदंचैव काम मोक्ष प्रदं तथा ॥ १ ॥
सदैश्वर्य करंपुण्यं सर्वेप्सित फल प्रदम् ।
विद्याबुद्धि प्रदंचैव आयुरा रोग्य वर्द्धनम् ॥२॥

---

દાનાદિ ક્રિયા કરવાથી પ્રેતદશા પામેલાં બ્રાહ્મણ અને તેની સ્ત્રી મુકત થઇ, દિવ્ય રૂપ પામી, પરમાત્માના ધામમાં ગયાં. ( ૧૫–૧૬–૧૭ ) ઇતિ શ્રી ભાવાર્થદ્યોતિંની ગુર્જર ટીકાન્વિતે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યે પક્ષિરાજ માહાત્મ્ય વર્ણનં નામ ત્રયોદશોઽધ્યાય.

## ( અધ્યાય ૧૪ મો. )

બ્રહ્માજી બોલ્યા હે ભૃગુ! સર્વ સુખ આપનારૂં કલ્યાણકારી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ફલ આપી ઐશ્વર્યની વૃદ્ધી કરી ઉત્તમ લક્ષ્મી પ્રાપ્ત કરનારૂં મનની ઇચ્છા પૂર્ણ કરનારૂં લોકમાં કીર્તિને વધારી પુણ્યની વૃદ્ધિ કરનારૂં લાભ–વિજય આપનારૂં આ લોક અને પરલોકમાં સુખ આપી સર્વ પાપને નાશ કરનારૂં અનેક પ્રકારની પીડાને દૂર કરી મૃત્યુને વશ કરનારૂં ઘડપણ વ્યાધિ અને વિધવાપણાને નાશ કરનારૂં બ્રહ્મક્ષેત્રનું મહાત્મ્ય તમને કહી બતાવ્યું. (૧, ૨, ૩, ૪) હે મહામુને ! એ અનુપમ

लोकेकीर्ति करं चैव लाभदं विजय प्रदम् ।
इह सौख्य प्रदं श्रेष्टं सर्व किल्बिष नाशनम् ॥३॥
पीडा मृत्यु जरा व्याधि वैधव्यानां निषूदनम् ।
माहात्म्य मीदृशंतस्य क्षेत्रस्य कथितं मया ॥४॥
तस्मात्त्वं गच्छ हे पुत्र ! तत्र क्षेत्रे शुभ प्रदे ।
इतिं धातुर्वचः श्रुत्वा शुक्रोऽसौ धीमतांवरः ॥५॥
प्रणम्य स्वापितुःपादा वुत्थाय परिक्रम्य च ।
जगाम मामकक्षत्रे स्वपापस्य विमुक्तये ॥ ६ ॥
त्रिवेणी संगमो यत्र क्षीरज म्बा तथैवच ।
हिरण्याख्या सरिद्यत्र पक्षीन्द्रो सर्वकामदः ॥७॥
रम्यः शिलोच्चयो यत्र दिव्यवृक्ष विराजितः ।
तत्र गत्वा मुनि श्रेष्ठो तपोदिव्यं समारभे ॥८॥
स्वाभिधानेन संस्थाप्य शंकरं लोक शंकरम् ।
भृगुनाथेति नाम्नावै स्थाणुमाराधयत्स्वयम् ॥९॥

---

ક્ષેત્રમાં જાઓ. એવી આજ્ઞા સાંભળી બુદ્ધિમાન ભૃગુઋષિ પિતાને પ્રણામ પૂર્વક પ્રદક્ષણા કરી બ્રહ્મક્ષેત્રમાં ગયા (૫, ૬) જે ક્ષેત્રમાં ત્રિવેણીનો સંગમ છે અને ક્ષીરજામ્બા મહાલક્ષ્મી બીરાજે છે. જેમાં હિરણ્યાખ્ય ગંગાનો પ્રવાહ ચાલી રહ્યો છે. ત્યાં પક્ષીન્દ્રનાથ મહાદેવ બીરાજે છે અને જમણી બાજુએ નાના પર્વતોની હાર ઝુકી રહી છે. તે સ્થાને પૂર્વ દિશામાં ભૃગુ ઋષિએ પોતાનું આસન કર્યું વળી તે સ્થાનમાં પોતાને નામે શંકરનું સ્થાપન કરી તેમનું **ભૃગુનાથ** એવું નામ રાખી આરાધનપૂર્વક તપશ્ચર્યા કરવા લાગ્યા. ભૃગુઋષીને દિવ્ય તપશ્ચર્યા કરતાં ઘણાં વર્ષો વિતી ગએલાં હોવાથી કૈલાસપતિ મહાદેવ પ્રસન્ન થયા, (૭, ૮, ૯) કપુરના પર્વત જેવી શ્વેત કાંતિવાળા શાંત, ચંદ્રની કળાથી શોભાયમાન, હાથીના ચર્મને ધારણ કરેલા તેમજ ભસ્મથી શોભાયમાન દેહવાળા, મસ્તકે જટાવાળા અને અગ્નિના નેત્રવાળા કરોડો સૂર્ય સમાન તેજસ્વી સર્પના હારને ધારણ

एवं कति पर्यैर्वर्षै प्रसन्नोऽभून्महेश्वरः ।
कर्पूर धवलं शान्तं चन्द्र लेखा विभूषितम् ॥१०॥
गज चर्म धरं देवं भूति भूषित विग्रहम् ।
जटा भूषित मूर्धानं हुत वाहन लोचनम् ॥११॥
कोटि सूर्य समा भासं पन्नग स्राग्वि राजितम् ।
स्फुर द्गंग प्रवाहेण व्यावृतं ध्यान मंगलम् ॥१२॥
द्रष्ट्वाऽद्भुतं महादेव मुदातिष्ठद्भृगु स्तदा ।
प्रणम्य दण्डवद्भूमौ स्तुतिं कर्तुं मनोदधे ॥१३॥

(वंशस्थ वृत्तम्)

भृगुरुवाच—नमोनमस्तेऽखिलकार्य हेतवे प्रपन्न भक्तार्ति विनाश कारिणे।
अणीयसेऽणोर्महतो महीयसे नमोऽन्तिकस्थाय नमोदवीयसे।१४॥
विश्वात्मन् विश्वरूपाय सद सद्भाव भाविने ।
नमस्ते ज्ञान रूपाय पराय पर ब्रह्मणे ॥१५॥
अभिष्टूय महेशानं विरराम महामुनिः ।
प्रसन्न मन सोवा च वृणीष्व वर मीप्सितम् ऽ१६॥

---

કરનાર વળી મસ્તકની જટામાં ફુવારાની પેઠે ઉડતી ગંગાને ધારણ કરનાર અને ધ્યાન કરનાર માણસનું કલ્યાણ કરનાર એવા અદ્ભૂત મહાદેવજીને જોઈ ભૃગુ ઋષી એકદમ ઉભા થઈ પૃથ્વીપર પડી દંડવત્નમસ્કાર કરી સ્તુતિ કરવા લાગ્યા (૧૦, ૧૧, ૧૨, ૧૩) હે ભગવન્ આ જગતમાં સ્થાવર જંગમ પ્રાણી પદાર્થરૂપકાર્યના કારણરૂપ અને શરણે આવેલા ભક્તોનાં દુઃખો નાશ કરનાર અણુથી પણ સૂક્ષ્મરૂપે રહેલા અને મહત્ પદાર્થોમાં મોટા તમામ જીવાત્માની પાસે રહેનારા છતાં અજ્ઞાની જીવોને દૂર દેખાનારા વિશ્વના આત્મા વિશ્વના પદાર્થોનું રૂપ ધારણ કરનાર તેમજ સત્ અસતથી પર છતાં સત્ અસત્ ભાવમાં જણાતા, જ્ઞાનરૂપ, પરરૂપથી પણ પર, એવા પરબ્રહ્મને મારા નમસ્કાર હોવો. (૧૪, ૧૫) એ પ્રમાણે મહામુનિ સ્તુતિ કરી વિરામ પામ્યા ત્યારે પ્રસન્ન થએલા મહાદેવજી બોલ્યા હે

( वंशस्थ वृत्तम् )

कृतं मया देव महान् हि साहसं श्री विष्णुहृत्पद्मदले प्रहारः ॥
उपस्थितं किल्बिषमित्थ मात्मनः प्रशान्तये तस्य किम
स्त्युपायः ॥ १७ ॥

महादेवउवाच–पापस्य परितापेन क्षेत्रेऽस्मिन्वास मुत्तमम् ॥
कृत्वा तप्तं तप स्तेन दर्शनमभवन्मम ॥१८॥
विष्णु पादोदकीसेयं हिरण्याख्या प्रचक्षते ।
स्वीय पाप विनाशाय ब्रह्मणोत्पादितापुरा ॥१९॥

तस्या दर्शनं मात्रेण महान्ति पातकान्यापि ।
नश्यन्ति देवतानांवै सूर्येण शर्वरी यथा ॥२०॥

तस्यां स्नाने कृते दोषाः क्वतिष्ठे यु र्मुनीश्वर ! ।
भवान् पाप विशुद्धोऽस्ति काचिन्ना स्त्यत्र संशयः ॥२१॥

एव मुक्त्वा महादेव स्तत्रै वान्तर धीयत ।
सर्वपाप विशुद्धात्माऽभवन् मुनिवरो भृगुः ॥२२॥

---

ભૃગુ ! વરદાન માગો. ત્યારે ભૃગુ કહે છે હે મહેશ્વર ! પૂર્વે મેં સાહસીક વૃત્તિને આધિન થઈ શ્રી વિષ્ણુના હૃદયમાં લાત મારવાથી પાપ કરેલું છે તે નાશ કરવાનો ઉપાય કહો ? મહાદેવજી બોલ્યા કે હે ભૃગુ ! પાપનો પશ્ચાતાપ કરી બ્રહ્મક્ષેત્રમાં વાસ કરી મારી ઉપાસના કરી તેથી તમનેમારૂં દર્શન થયું (૧૬, ૧૭) વળી શ્રીવિષ્ણુના ચરણથી પ્રગટ થયેલી હિરણ્યગંગાને બ્રહ્માજીએ પોતાનું પાપ નાશ કરવાની ઇચ્છાથી ઉત્પન્ન કરેલી છે. જેમ સૂર્યના દર્શનથી રાત્રીનો અંધકાર દૂર થાય છે તેમ હિરણ્યગંગાનાં દર્શન માત્રથી સર્વ પાપ દગ્ધ થાય છે. ( ૧૮–૧૯–૨૦ ) તેમાં સ્નાન કરનારના દોષો ક્યાં રહે ? તમે સર્વ પાપોથી મુકત થયા છો તેમાં સંશય નથી એમ મહાદેવજીએ ભૃગુનું આશ્વાસન કરી અન્તરધ્યાન થયા. વળી મુનિઓમાં શ્રેષ્ઠ ભૃગુ મહારાજ સર્વ પાપોથી મુકત થયા. તે દિવસથી તે તીર્થનું નામ **ભૃગુતીર્થ**

तत आरभ्यत तीर्थं भृगु नाथेति विश्रुतम् ।
सर्वसौख्य प्रदं चैव सर्वाऽनर्थ विनाशनम् ॥२३॥

इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये चतुर्दशोऽध्यायः

## ॥ पंचदशोऽध्यायः ॥

भगवञ्छ्रोतुमिच्छामि सर्वशास्त्रविदांवर !
माहात्म्यमाम्बिकऽयावै सर्वकल्मषनाशनम् ॥१॥
धन्यावसुन्धरासावै धन्यंतद्द्रुमकाननम् ।
यास्मिन् विराजते देवी दैत्यदर्प प्रणाशिनी ॥२॥
ईहन्ते देवता यस्या माहात्म्यं लोक पावनम् ।
ध्यायंतऋषयः श्रुत्वा नर जन्म सुसिद्धये ॥३॥

---

એમ પ્રસિદ્ધ થયું. તે સર્વ પ્રકારનું સુખ આપી દુઃખોને દૂર કરનારૂં ગણાય છે. ( ૨૧-૨૨-૨૩ ) ઇતિ શ્રી ભાવાર્થ દ્યોતિની ગુર્જર ટીકાન્વિતે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યે ભૃગુતપશ્ચર્યાવર્ણનં નામ ચતુર્દશોઽધ્યાય.

## ( અધ્યાય ૧૫ મો પ્રારભ. )

શૌનક મહામુનિ કહે છે કે હે સર્વશાસ્ત્ર જાણનાર સૂત ! સર્વ પાપોને નાશ કરનારૂં શ્રી અંબિકા દેવીનું માહાત્મ્ય શ્રવણ કરવાની હું ઇચ્છા રાખું છું. માટે કૃપા કરી કહો. ( ૧ ) જે સ્થાનમાં વિશ્વની માતા. અને દૈત્યોને નાશ કરનારાં અંબિકા બિરાજે છે તે સ્થાનમાં વનવૃક્ષો, અને પશુઓને ધન્ય છે. (૨) ત્રણુલોકને પવિત્ર કરનારૂં જગદમ્બાનુ માહાત્મ્ય શ્રવણ કરવા મહાન ત્રણ દેવતાઓ પણ ઇચ્છે છે અને મનુષ્ય જન્મની સાર્થકતા માટે મનુષ્યો ધ્યાન કરી તન્મય થાય છે. (૩) એમ શૌનકનું પ્રશ્ન સાંભળી પ્રસન્ન થએલા સૂત પૌરાણીક

इत्येतद्वचनं श्रुत्वा सूतः [illegible]कर: ।
[illegible]कुमारभतमीत्या हर्ष निर्भर मानसः ॥४॥

[illegible]—अभूतपूर्वं महायुद्ध मसुरेण दुरात्मना ।
महिषेण समं स्वर्गे सुचिरं वैसुपर्वणा ॥५॥

महाबल वता तेन विजितास्तेऽसुरारयः ।
पौरन्दर पदं लब्धं प्राप्यं यच्छतयाजिना ॥६॥

विनिष्कृता स्ततो देवा अभिजग्मुः पितामहम् ।
उक्त्वावृत्तमशेषश्चा[illegible]छिन्म्लानमुखश्रियः ॥७॥

श्रुत्वाति बलिनं दैत्यं दुर्जयं समराङ्गणे ।
ससुरःससुरज्यष्ठो ययौ श्रीपाति सन्निधे ॥८॥

कथयामास वृत्तान्तं महिषासुर चेष्टितम् ।
त्रिदशाभिभवंधाता देवदुःखेन दुखितः ॥ ९ ॥

---

શ્રીઅંબિકાનું મહાત્મ્ય કહેવા લાગ્યા. (૪) પૂર્વે સ્વર્ગમાં દુષ્ટદૈત્ય મહિશાસુર અને દેવતાઓનું લાંબા વખત સુધી પ્રચંડ યુદ્ધ થયું હતું. (૫) આખરે દેવતાઓને હરાવી તેમની રાજ્ય લક્ષ્મી લૂંટી સ્વર્ગનું રાજ્ય કબજે કરી મહીષાસુર રાજ્ય ભોગવવા લાગ્યો. ત્યારે નિરાશ થએલા તેજહીન દેવતાઓએ બ્રહ્માજી પાસે જઇ બની ગએલું વૃત્તાંત કહી બતાવ્યું. ( ૭ ) ત્યારે બ્રહ્માજીએ ઇન્દ્રાદિ દેવતાઓ સાથે શ્રી વિષ્ણુ પાસે જઇ દેવતાઓને થએલું દુઃખ જણાવ્યું તે સાંભળી શ્રી વિષ્ણુએ શંકરને બોલાવી તમામ હકીકત જણાવી. ત્રણે મહાન દેવતાઓ અને ઇન્દ્રાદિ તમામ દેવતાઓ અત્યંત કોપાયમાન થયા ત્યારે સર્વેના શરીરમાંથી મહા તેજનો સમુદાય પ્રગટ થયો. તે પ્રકાશમાંથી સર્વના આત્મામાં રહેલાં શક્તિ મૂર્તિમંત પ્રગટ થયાં જોઇ દૈત્યો ખિન્ન થયા અને દેવતાઓને આનંદ થયો. જુદાં જાદાં હથીઆર સાથે શ્રી જગદંબાને આઠ ભુજાઓ શોભતી હતી. અનેક અલંકારોથી અલંકૃત જગદંબાને દેખી દેવતાઓએ પૂજા સ્તુતિ કરી ત્યારે જગદંબાએ દૈત્યો અને દૈત્યોના રાજા મહીષાસુરને મારી ત્રેલોક્ય

ज्ञात्वा अत्यमुखादेतद् विचिन्त्यकेशवः क्षणम् ।
ईशमा . यतत्कालं तस्मैन्यवेदयत्तदा ॥ १० ॥
दुःखंनिशम्यदेवानां चुकोपचन्द्रशेखरः ।
नारायणस्तथा ब्रह्मा कोपवंतौबभूवतुः ॥ ११ ॥
ततोऽतिकोपपूर्णानां वदनेभ्यो विनिर्गतम् ।
दिक्प्रकाशिमहत्तेज स्तच्चैक्यं समगच्छत ॥ १२ ॥
शक्तिरूपेणतत्तेजः सर्वदेवतनूद्भवम् ।
अभूद्दग्विषये तेषां दृप्तदैत्यहतात्विषाम् ॥१३॥
दृष्ट्वेदमद्भूतंरूपंविस्मया विष्ट मानसाः ।
स्तुतिमारेभिरेदेवा वधायबलवद्रिपोः ॥१४॥
श्रुत्वा नम्रा स्तुति स्तेषां परांमुदवापह ।
निर्जरारि विनाशाय प्रोद्यतासायुधाशिवा ॥१५॥
महिषाद्य सुरान् क्रूरान नेकान्दुः सहानपि ।
त्रिलोकं निर्भय श्चक्र हत्वाशुःसमराङ्गणे ॥१६॥

---

निर्भय कर्युं ( ८, ९, १०, ११, १२, १३, १४, १५, १६ ) जगदंबाना सामर्थ्यथी प्रसन्न थएला देवताओ स्तुति करवा लाग्या ब्रह्माजी कहे छे के हे आद्य शक्ति तमे जगतना कारणरूप छतां तमारुं कारण कोइ नथी. जगतना बीजरूप छतां तमारुं बीज तमारा शिवाय अन्य कोइ नथी तमे जगतमां आदि छतां तमारुं आदि कोइ नथी जगतनो नाश करनार प्रलयशक्ति छतां तमे अविनाशी छो. विष्णु कहे छे के सर्वमां व्यापक अने जगतनो आधार छतां तमे स्वतंत्र अने निरंजन छो. सत् असत् व्यक्तिथी भिन्न छतां अभिन्न रूपे प्रकाशो छो अने भक्तोना कष्ट नाश करो छो. शंकर कहे छे के महिषासुर वगेरे दुष्ट दैत्योने नाश करवा माटे प्रगट थएलां तमे साक्षात काळरूप महाशकित छो तेमां संषय नथी ए प्रमाणे देवताओनी स्तुति सांभळी प्रसन्न थएलां जगदंबा बोल्यां के हे पुत्रो ! वरदान मागो. देवताओ कहे छे के हे माता ! तमे जो प्रसन्न

तदा देवगणा स्तुष्टाः स ब्रह्म विष्णु शंकराः ।
स्तत्रनैर्विविधैरम्यैः स्तुष्टुवुरार्तिनाशिनीम् ॥१७॥

ब्रह्मोवाच—जगद्धेतुरहेतुस्त्वं जगद् बीजाप्य बीजका ।
अनादिर्जगदादिस्त्व मंतकापि निरंतका ॥१८॥

विष्णुरुवाच—व्यापकाजगदाधारा निराधारा निरंजना ।
सद्सद्व्यक्तिभिर्भिन्नाप्याभिन्नाकष्टहारिणी ॥१९॥

शिव उवाच—महिषाद्यसुरान्क्रूरान् हंतुंप्रकाटितासिभोः ।
त्वमेवप्रकृतिः साक्षात् कालरूपा न संशयः ॥२०॥

निशम्य देवतास्तोत्रं प्रसन्नाजगदम्बिका ।
उवाचवचनंसम्यग् वृणुध्वं यदभीप्सितम् ॥ २१ ॥

देवाऊचुः—यदिप्रसन्नासि जगत्प्रबोधिनि !
तदात्रवासंकुरु ब्रह्मधामनि ।
वचोनिशम्येत्थमुदात्तविक्रमा
ह्युवासक्षेत्रस्य धनाधिपालये ॥ २२ ॥

यत्र सरोवरंरम्यं मानसं सुमनोहरम् ।
विविधैर्वीरुधेर्जुष्टं वनवृक्षैर्विराजितम् ॥ २३ ॥

---

થયાં હોવ તો અમારી પ્રાર્થના છે કે આ બ્રહ્મક્ષેત્રમાં નિરંતર વાસ કરો. અને જ્યારે ભક્તોને સંકટ પડે ત્યારે પ્રગટ થઇ દુઃખ નાશ કરો. તેવી રીતે દેવોએ વરદાન માગેલું હોવાથી તે સમયથી બ્રહ્મક્ષેત્રમાં ઉત્તર દિશાએ શ્રી જગદંબા વાસ કરવા લાગ્યાં. (૧૭, ૧૮, ૧૯, ૨૦, ૨૧, ૨૨) જ્યાં રમ્ય સરોવર શોભી રહેલું છે જ્યાં વિવિધ વૃક્ષોની હારો ઉપર મોર અને કોકીલાઓ મધુર ગાયન કરી રહ્યાં છે ત્યાં જગદંબાએ વાસ કર્યો. (૨૩) જગદંબાના "માનસરોવર" માં સ્નાન દાનાદિ કરવાથી માણસોનાં અનેક જન્મનાં પાપ દગ્ધ થાય છે. (૨૪) શ્રી જગદંબાના દર્શનથી

स्नातं पापहरं दिव्यं महापुण्यविवर्धनम् ।
भोगमोक्षप्रदंचैव संसारभयनाशनम् ॥ २४ ॥
दर्शनंयेप्रकुर्वन्ति अंबिकायाजनोत्तमाः ।
धनंधान्यं पशुंविद्यां प्राप्नुवन्ति न संशयः ॥ २५ ॥

इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्र माहात्म्ये अंबिका स्थापन वर्णनं नाम पञ्चदशोऽध्यायः

---

## षोडशोऽध्यायः

सूत उवाच–शिवेन कथितं सर्वं पार्वत्याः सन्निधौ चयत् ।
तन्माहात्म्यं मयाप्रोक्तं तवाग्रे बुद्धि सत्तम ॥ १ ॥
ब्रह्मक्षेत्र समंनास्ति तीर्थं कलिमलाऽपहम् ।
यत्र देवाश्च सिद्धाश्च निवसन्त्यात्म सिद्धये ॥२॥

---

માણસને ધન, ધાન્ય, પશુ, પુત્ર, સમૃદ્ધિ વિગેરે પ્રાપ્ત થાય છે. આ લોકમાં સમ્પૂર્ણ સુખ ભોગવી અંતે મોક્ષ મળે છે. (૨૫)

॥ ઇતિ શ્રી ભાવાર્થદ્યોતિની ગુર્જર ટીકાન્વિતે બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યે અંબિકાસ્થાપન વર્ણન નામ પંચદશોઽધ્યાય. ॥

---

## ( અધ્યાય ૧૬ મો. )

હે શૌનક ! મહાદેવજીએ પાર્વતીને ધર્મ ચર્ચા પ્રસંગે કહેલું "બ્રહ્મ ક્ષેત્ર." મહાત્મ્ય મેં તમને શ્રવણ કરાવ્યું (૧) વળી કલીયુગના મળને નાશ કરનારૂં બ્રહ્મક્ષેત્ર સમાન બીજું એકે ઉત્તમ તીર્થ નથી જ્યાં દેવતાઓ અને મહાસિદ્ધપુરૂષો આત્મસિદ્ધિ માટે વાસ કરે છે (૨) પૃથ્વીપર બ્રહ્મક્ષેત્ર શિવાય બીજું અનુપમ તીર્થ નથી ત્યાં વાસ કરી માણુસો પાપને નાશ

वसंति मानवा ब्रह्मन्! तन्नाश्चर्यं किमस्ति वै ।
तीर्थानामपि तत्तीर्थं भूतलेऽस्मिन्ननोत्तम ॥३॥

ब्रह्मघाती सुरापीच स्वर्णस्तेयी तथैवच ।
मुच्यते सर्वे पापेभ्यो ब्रह्म क्षेत्रस्य दर्शनात् ॥४॥

अज्ञानाज्ज्ञानतो वाऽपि यज्जातं क्रूर पातकम् ।
यस्य संस्मरणाद्भूप ! नश्यान्ति तन्न संशयः ॥ ५ ॥

अश्वमेघाऽयुतं पुण्यं नर मेधसहस्रकम् ।
त्रिवेणी संगमे स्नानात्तयोः पुण्यं समश्नुते ॥ ६ ॥

नभ स्यूऽर्जे तथा माघे मधौ वा माधवे तथा ।
कृत्वा स्नानं नरो भद्रं आशुरेव मपश्यति ॥ ७ ॥

यथा गोदावरी पुण्या यथा च बद्रिकाश्रमः ।
तथैव ब्रह्म क्षेत्रं वै वर्तते पृथिवी तले ॥ ८ ॥

यत्राऽस्ते भृगुनाथश्च महिषाऽसुर नाशिनी ॥ ९ ॥

---

કરે એમાં કંઇ સંશય નથી. બ્રહ્મહત્યારો, સુરાપાન કરનાર, સોનું ચોરનાર એવા મહા પાપીઓ પણ બ્રહ્મક્ષેત્રના દર્શનમાત્રથી સવ પાપો દગ્ધ કરી મુક્ત થાય છે. સમજે અગર વિનાસમજે જેણે કરેલું દુષ્ટ પાપ બ્રહ્મક્ષેત્રના સ્મરણ માત્રથી નાશ પામે છે. (૩, ૪, ૫) દશ હજાર અશ્વમેધ તેમજ એક હજાર નરમેધ યજ્ઞ કરવાથી જે પુણ્ય થાય તે સર્વ પુણ્ય ત્રિવેણી સંગમમાં સ્નાન કરનાર મનુષ્યને પ્રાપ્ત થાય છે. કાર્તિક, માઘ, શ્રાવણ અને ચૈત્ર એ મહિનાઓમાં સ્નાન કરનાર મનુષ્યનું કલ્યાણ જલદી થાય છે. હે શૌનક! બ્રહ્માજીએ નિર્માણ કરેલા પવિત્ર બ્રહ્મક્ષેત્રમાં માણસના સર્વ દોષો નાશ પામે છે એમાં સંશય નથી. આ દુનિયામાં ગોદાવરી બદ્રિકાશ્રમનું જેવું મહાત્મ્ય છે તેવુંજ પરમ પવિત્ર ધામ બ્રહ્મક્ષેત્ર છે.

न शक्ता वर्णि तुं देवा अधिकं किं ततः परम् ।
सर्वे दोषाः प्रणश्यान्ति क्षेत्रे धात्रा विनिर्मिते ॥१०॥

य इदं शृणुयान्नित्यं कीर्तयेच्च द्विजोत्तम ! ।
माहात्म्यं ब्रह्म क्षेत्रस्य सर्वपापैः प्रमुच्यते ॥११॥

श्लोकं वा श्लोक पादं वा वर्णं वर्णाऽर्धमेववा ।
शृणुयादेक चित्तेन सयाति परमां गातिम् ॥१२॥

वाचकं पूजयेद्यस्तु वस्त्रावित्त विभूषणैः ।
तुष्यति भगवान् तेषां वाञ्छितार्थ फलप्रदः ॥१३॥

पुस्तकं दापयेद्यस्तु सर्वाऽलंकार भूषितम् ।
स सर्वफल माप्नोति मुक्तएव न संशयः ॥ १४ ॥

द्विजः क्षत्रिय वैष्यानां शूद्राणां वा तथैव च ।
भावना ब्रह्म ग्रन्थे चेन्मुच्यन्ते सर्वकिल्मषैः ॥१५॥

---

(७, ८, ९) જ્યાં ક્ષિરજનમ્મા દેવી અને પિતામહ બ્રહ્માજી તથા ભૃગુનાથ મહાદેવ છે, તે ક્ષેત્રથી અધિક બીજું કયું ક્ષેત્ર હોઇ શકે ? (૧૦) હે દ્વિજોત્તમ ! જે આ ક્ષેત્ર મહાત્મ્યનુ નિત્ય શ્રવણ અને કીર્તન કરે છે તે સર્વ પાપોથી મુક્ત થાય છે. શ્લોક, અર્ધો શ્લોક, ચરણ અથવા અક્ષર એક ચિત્તથી સાંભળે છે તે પરમગતિને પામે છે. (૧૧, ૧૨) જે માણસ શ્રદ્ધા રાખી આ ગ્રંથની પૂજા કરી વસ્ત્ર, આભૂષણ અર્પણ કરી વંચાવે છે તેને સર્વ ઇચ્છા પૂર્ણ કરનાર ભગવાન પ્રસન્ન થાય છે. વળી સર્વ પ્રકારના અલંકારોથી વિભૂષિત કરી આ પુસ્તકનું દાન કરે છે તેને પરમાત્મા મોક્ષ આપે છે (૧૪) યજન કરવું એ બ્રાહ્મણોનો યજ્ઞ ગણાય છે તેવી રીતે આ બ્રહ્મગ્રંથપર ભાવના રાખવી તે વૈષ્ય અને ક્ષત્રિઓનો યજ્ઞ ગણાય છે (૧૫)

ब्रह्म क्षेत्रस्य माहत्म्य श्रृणुयान्मनुजो यदि ।
आत्मा नमुद्धरेद्ब्रह्मन् ! दश पूर्वान् दशापरान् ॥१६॥

इति श्री ब्रह्म पुराण ब्रह्मक्षेत्र माहात्म्य षोडशोऽध्यायः

---

જે મનુષ્ય આ ગ્રંથપર પ્રેમ રાખે છે તે સર્વ પ્રકારના પાપમાંથી મુક્ત થઇ પૂર્વે થએલા દશ અને પાછળ થનારા દશ પુરૂષો સાથે પોતાનો ઉદ્ધાર કરે છે. (૧૬)

॥ ઇતિ શ્રી ભાવાર્થદ્યોતિની ગુર્જર ટીકાન્વિતે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યે ક્ષેત્ર માહાત્મ્ય વર્ણનં નામ ષોડશોડધ્યાય. ॥





# दान करवानुं उत्तम स्थान.

## श्री स्वधर्म ज्ञान प्रसारिणी

# संस्कृत पाठशाळा.

## विद्यार्थीभुवन—वनिताश्रम.

### मोडासा—जी० अहमदाबाद.

यस्यकुक्षिगतंचान्नं विद्याऽभ्यासेन जीर्यते ।
सतारयति दातारं दशपूर्वान्दशाऽपरान् ॥ १ ॥

**અર્થ:**—જે માણુસનું અન્ન ઉદરમાં જઇ વિદ્યાભ્યાસથી પાચન થાય છે, તે દાનકર્ત્તા મનુષ્યના દશ પ્રથમના અને દશ પછીના પુરૂષોનો ઉદ્ધાર કરે છે.

ઉદાર ધર્માત્માઓ ! આ સંસ્થામાં દ્વિજબાળકોને સંભાળપૂર્વક રાખી બ્રહ્મચર્ય પળાવી, ધાર્મિક, નૈતિક, વૈદિક, સંસ્કૃત, જ્યોતિષ્, ગુજરાતી, અંગ્રેજી આદિ વિષયોના અભ્યાસથી અલંકૃત બનાવી, તદ્દન નિરાધાર બાળકોને વિદ્યાર્થિ ભુવનમાં રાખી અન્ન વસ્ત્રાદિથી પોષવામાં આવે છે. તેમજ બાળકીઓને વનિતા વિશ્રામના પૃથક્ સ્થાનમાં રાખી ધાર્મિક, નૈતિક, માનસિક અને પવિત્ર ગૃહસ્થાશ્રમને ઉન્નત કરે તેવું શિક્ષણ વિદુષી ભગિનીદ્વારા તદ્દન મફત અપાય છે.

આ સંસ્થા તદ્દન નિરાધાર હોઇ દાન કરવાનું ઉત્તમ પાત્ર છે. પોતાની કમાઇમાંથી રોજ એક પૈ બચાવી તથા રોજના ખોરાકમાંથી એક એક મુઠી અન્ન કાઢી નિરાધાર બાળકોને આધાર આપી, વિદ્યાદાન માટે ઉદાર હાથ લંબાવો.

આચાર્યો, મહાત્માઓ, સંસ્થાનિકો, પંડિતો, રાજ્યાધિકારીઓ અને સદ્‌ગૃહસ્થોના અભિપ્રાયો મળી ચૂકયા છે.

**તા. ક.**—વિશેષ હકીકત માટે રીપોર્ટ મંગાવવા કૃપા કરવી.

લી૦

**સંસ્થાપક:**—ગણુપતિ જયશંકર શાસ્ત્રી.